કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ - મહીસાગર - દાહોદ જિલ્લા) દ્વારા પ્રકાશિત

# સદ્‌ગુરૂ કબીર સંદેશ

## (ત્રિમાસિક પત્રિકા)

## સદ્‌ગુરૂ કબીર સાહેબ વિશેષાંક



બારમું વર્ષ ૨૦૨૨ - અંક : ૪૬, એપ્રિલ, મે, જુન - ૨૦૨૨

વાર્ષિક લવાજમ રૂ/-૧૨૦/-

આજીવન લવાજમ રૂ/-૨૫૦૦/-

# પ્રથમ વાર્ષિક પુણ્યતિથિએ પુષ્પાંજલિ







## સ્વ. કૈલાશબેન નાનજીભાઈ પરમાર

### સ્વ. તા. ૧૩-૦૪-૨૦૨૧, મંગળવાર

### વતન જેસાવાડા, તા. ગરબાડા, જી દાહોદ

### હાલ:- ૧૦, સંત રોહિદાસ નગર, ચાંદલોડિયા, અમદાવાદ-૩૮૨૪૮૧

આપ શુન્યમાંથી સર્જન કરી કુટુંબ માટે ફૂલો પાથરી ગયા. જીવન એવું જીવી ગયા કે, સૌના પથદર્શક બની ગયા. દુ:ખ ને દેખાડયું નહી અને સુખ કદી છલકાવ્યું નહી.

સમાજમાં સેવા, સમર્પણ અને સંસ્કારોની સુવાસ ફેલાવી ગયા.

પરમાત્મા સદ્‌ગુરૂ કબીર સાહેબ આપના દિવ્ય આત્માને પરમ શાંતિ આપે એ જ પ્રાર્થના સહ નત મસ્તકે, ભીના નયને આપને પુષ્પાંજલિ અર્પણ કરીએ છીએ.



આપના ઋણી

નાનજીભાઈ નાથાભાઈ પરમાર

શીલ્પાબેન નાનજીભાઈ પરમાર

પુત્ર-સંતોષ,પ્રકાશ,જીગરકુમાર, આનંદકુમાર

પુત્રવધુ-પિંકલ, નંદની

દીકરી- મમતા, સમતા, સિમરન

જમાઈ- સંજય, વિજય, રોનિત

પ્રપૌત્ર-જીગર, અનમોલ, દક્ષ

પ્રપૌત્રી- પંથી, મણિમા, ભાગ્યશ્રી



દરિયાવકી લહર દરિયાવ હૈજી, દરિયાવ ઔર લહરમેં ભિન્નમ કોયમ ।
ઉઠે તો નીર હૈ બેઠે તો નીર હૈ, કહો કીસ તરહ દુસરા હોયમ ।।
ઈસીકે નામ કો ફેર કે લહર ધરા, લહર કે કહે ક્યા નીર ખોયં ।
જગતહી ફેર સબ જગત હૈ બ્રહ્મમેં, જ્ઞાન કર દેખ કબીરં ગોયં ।।

॥ સત્યનામ ॥

કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ - મહીસાગર - દાહોદ જિલ્લા) દ્વારા પ્રકાશિત

# સદ્‌ગુરુ કબીર સંદેશ (ત્રિમાસિક પત્રિકા)

## વર્ષ અગીયારમું અંક : ૪૬, એપ્રિલ, મે, જુન - ૨૦૨૨

### વાર્ષિક લવાજમ રૂા. ૧૨૦/- આજીવન સભ્ય રૂા. ૨૫૦૦/-


॥ સત્યનામ ॥

**-: સભ્ય ગ્રાહકમિત્રો માટે :-**

**નોંધ:**
કોરોના મહામારી ના
કારણસર અંક
મોડો પ્રકાશિત થયો છે
સંપાદક મંડળ

- સદ્‌ગુરૂ કબીર સંદેશ ત્રિમાસિક પત્રિકા છે જે દર ત્રણ મહિને પ્રગટ થશે.
- કોઇ પણ અંકથી સભ્ય - ગ્રાહક બની શકાશે.
- વાર્ષિક લવાજમ જ સ્વીકારવામાં આવશે.
- સભ્ય-ગ્રાહક મિત્રોએ સભ્ય બનવા માટે તાલુકા મુખ્ય સંયોજકશ્રીનો સંપર્ક સાધવો.
- સભ્ય ગ્રાહકમિત્રોએ પત્રવ્યવહારમાં પોતાનું પૂરેપૂરૂ સરનામું નોંધાવવાનું રહેશે. જેમાં પીન કોડ નંબર અવશ્ય લખવો.
- સદ્‌ગુરૂ કબીર સંદેશ અંક ઉપર સભ્ય ગ્રાહક નંબર લખવામાં આવશે જે નોંધી લેવાનો રહેશે.
- સભ્ય ગ્રાહક મિત્રોને અંક ન મળે તો તાલુકા મુખ્ય સંયોજકશ્રીને પ્રથમ જાણ કરવી.
- વિશેષ માહિતી માટે સંપાદકશ્રી / તંત્રીશ્રીને પત્રવ્યવહાર કરવાનો રહેશે.

**-: લેખક / કવિ મિત્રો માટે :-**

"સદ્‌ગુરૂ કબીર સંદેશ" બહુજન કલ્યાણકારી વિચારધારા પત્રિકા છે. તે ધ્યાનમાં રાખી ધાર્મિક અને સામાજિક જીવનને સ્પર્શતા લેખો, સદ્‌ગુરૂ સંત મહિમા, સદ્‌ગ્રંથાવલી, પર્વ માંગલ્ય, ઉત્સવ ઉજવણી, પૂર્ણિમા તથા અન્ય વ્રતોનું માહાત્મય, પ્રાસંગિક પર્વ, ઘટના, જુદા જુદા ધર્મસંસ્થાનો અને તીર્થ પરિચય અને તેનું મહત્વ, સુસંસ્કાર, બાલ સંસ્કાર, યુવા જાગૃતિ, મહિલા ઉત્કર્ષ, સંત ચરિત્ર, સંતોના જીવન પ્રેરક પ્રસંગો, દષ્ટાંત - બોધકથાઓ, મહાત્માઓના સત્સંગ વચનો, જુદા જુદા ધર્મ-પંથના ધાર્મિક ગ્રંથો, સ્થાપકોનો પરિચય, ધાર્મિક પ્રતિકો અને પૂજા પદ્ધતિ, આધ્યાત્મિક તત્વજ્ઞાન, ભજન, સાખી, ધૂન, રાષ્ટ્રપ્રેમ, રાષ્ટ્ર ચિંતન, વિસરાતો વારસો, વ્યસન મુક્તિ, આર્યુવેદિક ઉપચાર, જુદા જુદા આશ્રમો તથા સેવા એકમોની પ્રવૃત્તિઓ લખીને સંપાદકશ્રી / તંત્રીશ્રીને નીચેના સરનામે મોકલવા વિનંતી છે.

**ખાસ સૂચના :-**

લેખક / કવિ મિત્રોએ ભજન, સાખી, ધૂન, કવિતા, લેખ હાંસિયો પાડીને એક જ બાજુએ સુવાચ્ય અક્ષરે જોડણી દોષ રહિત લખવાનો રહેશે.

મૌલિક વિચારો - ચિંતનને પ્રાધાન્ય આપવું, અથવા કોઇ કૃતિમાંથી સંપાદન કર્યું હોય તો કૃતિ નામ અને પાન નંબર કૌંસમાં અવશ્ય લખવાનો રહેશે. કોઇ પણ લેખ સ્વીકારવો કે ન સ્વીકારવો કે ક્રમશઃ લેવો તેનો સંપાદક મંડળને સંપૂર્ણ અધિકાર રહેશે. કોઇ પણ ધર્મ-મત-પંથ-ગુરૂગાદીની અવગણના કે આલોચનાત્મક લખાણ અસ્વીકાર્ય રહેશે. લેખકો / કવિઓના મંતવ્યો સાથે સંપાદક મંડળનું સહમત હોવું એ આવશ્યક નથી. કોઇ પણ લેખ/કૃતિ નીચેના સરનામે મોકલવાની રહેશે.


**-: સંપાદકશ્રી :-**
મહંત શ્રી છગનદાસજી સાહેબ (મો. ૯૬૬૪૯૫૯૧૦૨)
શ્રી કબીર મંદિર, મુ. પો. જેસાવાડા, તા. ગરબાડા, જિ. દાહોદ

**-: તંત્રી શ્રી :-**
શ્રી સુરસીંગભાઇ આર. સંગાડા (મો. ૯૮૭૯૬૮૫૨૩૩)
વાંસિયા, તા.સંજેલી, જી.દાહોદ



॥ સત્યનામ ॥



## સંરક્ષક : કબીર પંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ, મહીસાગર, દાહોદ જિલ્લા)



### તાલુકા સંયોજક (સભ્ય ગ્રાહક માટે સંપર્ક સુત્ર)

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | દાહોદ | - | શ્રીભરતભાઈ ડીંડોડ - દાહોદ | મો. ૯૪૨૬૫૭૭૬૧૫૮ |
| ૨. | ઝાલોદ | - | શ્રી પ્રેમજીભાઇ રાઠોડ-ચાકીસણા | મો. ૯૪૨૭૬૫૬૪૯૯ |
| ૩. | સંજેલી | - | શ્રી રમેશભાઇ ખાંટ-ધાવડી ફળિયા | મો. ૯૭૨૬૮૨૪૮૪૧ |
| ૪. | ફતેપુરા | - | શ્રી ચંદુભાઇ પરમાર-ભોજેલા | મો. ૯૯૨૫૨૧૫૫૧૮ |
| ૫. | સંતરામપુર | - | શ્રી પરસોતમભાઇ તાવીયાડ સાહેબ | મો. ૯૪૨૭૨૨૧૯૧૪ |
| ૬. | ગરબાડા | - | શ્રી વેચાતભાઇ પરમાર - બોરીઆલા | મો. ૯૬૮૭૪૪૯૫૯૩ |
| ૭. | મોરવા(હ) | - | શ્રી પ્રતાપસિંહ બારીયા સાહેબ-ખુદરા | મો. ૯૯૦૯૭૭૦૯૯૮ |
| ૮. | ગોધરા | - | શ્રી સાનતસિંહ પટેલ-ભામૈયા | મો. ૯૪૨૮૧૫૭૫૦૦ |
| ૯. | ઝાલોદ | - | શ્રી રમેશભાઇ ભાભોર-કદવાલ | મો. ૯૯૭૯૩૯૩૧૦૨ |
| ૧૦. | ધાનપુર | - | શ્રી દીપસિંહભાઇ રાઠોડ-સીમામોઇ | મો. ૯૪૨૯૧૪૮૧૧૯ |
| ૧૧. | ગરબાડા | - | શ્રી નારાયણભાઇ સોલંકી-જેસાવાડા | મો. ૯૬૩૮૨૪૧૭૮૮ |
| ૧૨. | લીમખેડા | - | સંતશ્રી સ્નેહીદાસજી સાહેબ-પીપળી | મો. ૯૪૨૯૮૫૨૭૭૮ |
| ૧૩. | રણધીકપુર | - | મહંતશ્રી ચંદનદાસજી સાહેબ-રણધીકપુર | મો. ૯૯૦૯૮૫૦૮૫૪ |
| ૧૪. | સંતરામપુર | - | શ્રી પ્રવિણભાઇ ડામો-બુગડ | મો. ૯૯૨૫૯૦૭૧૧૫ |
| ૧૫. | ફતેપુરા | - | શ્રી દીનદયાળમાલ સાહેબ-ચીખલી | મો. ૯૯૭૮૯૧૭૫૨૯ |

॥ સત્યનામ ॥

# ટ્રસ્ટી મંડળ - કારોબારી સમિતિ

| | | | |
|---|---|---|---|
| ૧. | મહંત શ્રી દયાનંદદાસજી ગુરૂશ્રી બાપુદાસજી સાહેબ<br>કબીર સેવાશ્રમ, કંબોઇ, તા. લીમખેડા, જી. દાહોદ | અધ્યક્ષ | મો. ૯૪૨૬૩૫૮૩૧૬ |
| ૨. | શ્રી માનસિંહભાઇ ભાભોર સાહેબ(ગુરૂજી)<br>માંડલી, ઝાલોદ, જી. દાહોદ | કાર્યકારી અધ્યક્ષ | મો. ૮૯૭૯૨૩૮૭૫૩ |
| ૩. | મહંતશ્રી પુરુષોત્તમદાસજી ગુરૂ શ્રી રામસ્વરૂપદાસજી સાહેબ<br>કબીર આશ્રમ, મુ.પો. લુણાવાડા, જી. પંચમહાલ | ઉપાધ્યક્ષ | મો. ૯૯૨૪૦૪૨૩૯૩ |
| ૪. | મહંતશ્રી કમલદાસજી ગુરૂશ્રી મુકુંદમણિનામ સાહેબ<br>સંતરોડ, તા. મોરવા(હ), જી. પંચમહાલ | ઉપાધ્યક્ષ | મો. ૯૦૧૬૪૮૯૯૯૩ |
| ૫. | મહંતશ્રી સુમરણદાસજી ગુરૂશ્રી મુક્તજીવનદાસજી સાહેબ<br>કબીર મુક્તાશ્રમ, કેલીયા, તા. દેવગઢ બારીયા, જી. દાહોદ | ઉપાધ્યક્ષ | મો. ૯૯૭૯૩૫૬૪૦૧ |
| ૬. | શ્રી જાલુભાઇ કે. પારગી સાહેબ<br>મુ. વાંગડ, તા. ફતેપુરા, જી. દાહોદ | ઉપાધ્યક્ષ | મો.૬૩૫૯૦૨૩૫૮૮ |
| ૭. | મહંતશ્રી છગનદાસજી ગુરૂશ્રી ગૌતમદાસજી સાહેબ<br>શ્રી કબીર મંદિર, મુ.પો. જેસાવાડા, તા. ગરબાડા, જી. દાહોદ | મહામંત્રી | મો. ૯૬૬૪૯૫૯૧૦૨ |
| ૮. | મહંતશ્રી પ્રકાશદાસજી ગુરૂશ્રી બાપુદાસજી સાહેબ<br>ભામૈયા, તા. ગોધરા, જી. પંચમહાલ | સહમંત્રી | મો. ૯૫૩૭૩૦૪૮૦૭ |
| ૯. | મહંતશ્રી ચંદનદાસજી ગુરૂશ્રી પ્રિતમદાસજી સાહેબ<br>રણધીકપુર, તા. લીમખેડા, જી. દાહોદ | સહમંત્રી | મો. ૯૯૦૯૮૫૦૮૫૪ |
| ૧૦. | સંતશ્રી દયાલદાસજી ગુરૂશ્રી જ્ઞાનીદાસજી સાહેબ<br>વેડ, તા. ધાનપુર, જી. દાહોદ | સંગઠન મંત્રી | મો. ૯૦૯૯૧૩૦૬૬૯ |
| ૧૧. | સંતશ્રી નિર્મલદાસજી ગુરૂશ્રી વિશ્રામદાસજી સાહેબ<br>ભોજેલા, તા. ફતેપુરા, જી. દાહોદ | સંગઠન મંત્રી | મો. ૯૮૨૪૦૮૩૬૦૩ |
| ૧૨. | શ્રી સાનંતસિંહ પટેલ સાહેબ<br>ભામૈયા, તા. ગોધરા, જી. પંચમહાલ | સંગઠન મંત્રી | મો. ૯૪૨૮૧૫૭૫૦૦ |
| ૧૩. | મહંતશ્રી માવાદાસજી ગુરૂશ્રી ધીરજદાસજી સાહેબ<br>અસાયડી, તા. દેવગઢ બારીયા, જી. દાહોદ | સંગઠન મંત્રી | મો. ૯૯૯૮૦૦૮૧૭૦ |
| ૧૪. | મહંતશ્રી સેવાદાસજી ગુરૂશ્રી વિશ્રામદાસજી સાહેબ<br>વાંસિયા, તા. સંજેલી, જી. દાહોદ | કોષાધ્યક્ષ | મો. ૯૯૧૩૬૩૮૮૪૨ |
| ૧૫. | સંતશ્રી સ્નેહીદાસજી ગુરૂશ્રી જ્ઞાનીદાસજી સાહેબ<br>પીપળી, તા. લીમખેડા, જી. દાહોદ | કોષાધ્યક્ષ | મો. ૯૪૨૯૮૫૨૭૭૮ |

## ॥ સત્યનામ ॥

# સદ્ગુરૂ કબીર સંદેશ - અનુક્રમણિકા

## ॥ સત્યનામ ॥

## સદ્‌ગુરૂ કબીર સંદેશ - અનુક્રમણિકા

॥ સત્યનામ ॥

## મંગલાચરણ

નમ: સદગુરુદેવાય નમ: મંગલ રુપિણે ।
નમ: સત્યસ્વરૂપાય કબીરાય નમો નમ: ।
શાન્તાકારમશેષ સદગુરુયુતં ચન્દ્રાવદાત્ પ્રભુમ્ ।
લોકાતીતં મહોદયં સખકરં જ્ઞાનૈકગમ્યમ્ પ્રભુમ્ ॥
ધ્યાનેના ખિલ પાપતાપ હરણં પ્રાજ્ઞૈ: સમીપ્યં સદા ॥
વન્દેડહં કરુણાકરં ગુરુવરં કબીરમાનન્દમ્ ॥

શાંત સ્વરૂપ, સંપૂર્ણ સદગુણોથી યુક્ત, ચંદ્રમાની સમાન નિર્મળ કાંતિવાળા, સમગ્ર લોકોથી અધિક મહિમાવાળા, સુખકારી, જ્ઞાન માત્રથી પ્રાપ્ત થવા યોગ્ય, સર્વસમર્થ ધ્યાન ધરવાથી સમસ્ત પાપો અને તાપો હરણ કરવાવાળા, વિદ્યાનોથી સદા સ્તુતિ કરવા યોગ્ય, પરમ આનંદ આપનારા, કરુણાના સાગર એવા સદગુરુ કબીર સાહેબને વંદન - બંદગી કરું છુ.

## વંદના

કૃપા સિંધુ મુઝે અપના બના લોગે તો ક્યા હોગા ।
જરા સતનામ કાનોમેં સુના દોગે તો ક્યા હોગા ॥ ...ટેક
દયા કરનેકો જીવોં પર, જો તુમ દુનિયા મેં આયે હો ।
મેરી ભી તર્ઈ એક દ્રષ્ટિ, ઝુકા દોગે તો ક્યા હોગા ॥ ....
સકલ જગમેં પતિત પાવન, તુમ્હારા નામ જાહિર હૈ ।
અગર મુઝે એક પાપીકો, ભી તારોગે તો ક્યા હોગા ॥ ....
અખંડિત જ્ઞાનકી ધારા, બરસકે પરમ સુખદાયી ।
પ્રબલ ત્રૈતાપકી અગ્નિ, બુઝા દોગે તો ક્યા હોગા ॥....
પરમ સિધ્ધાંત વેદોકા, લખા કે આતમા મુઝ કો ।
મેરે દિલસે અવિદ્યા કો, હટા દોગે તો ક્યા હોગા ॥....
કઇ મુદતસે ગોતે ખા રહા હું, મૈં વિચારો મેં ।
સહારા દે કે ચરણોં કા, બચા દોગે તો ક્યા હોગા ॥....
પડી હૈ આય અબ મેરી, પ્રભુ ભવધાર મેં નૈયા ।
ખેવૈયા બન કિનારે પર, લગા દોગે તો ક્યા હોગા ॥....
અરજ ધર્મદાસકી પ્રભુજી, ફકત ચરણો મેં યે હૈ કિ ।
જનમ અરુ મરણકે દુ:ખસે, છુડા દોગે તો ક્યા હોગા ॥ ....

॥ સત્યનામ ॥

# સંપાદકીય

હિલમિલ રહના દેકે ખાના, નેકી બાત સિખાવત રહના ।
સાહબ કબીરકા સત હૈ કહના, ભજલો નિર્ગુન નામ ॥
- મન નેકી કરના

વિશ્વવંદનીય, સંત સમ્રાટ, પ્રથમ સમભાવી સંદેશક અને ઉપદેશક સદગુરુ કબીર સાહેબના દિવ્ય સંદેશ જન જન સુધી પહોંચે તથા સમાજમાં આધ્યાત્મિક જનચેતના જાગૃત કરવાની સદભાવનાથી કબીરપંથ સમાજ સેવા ટ્રસ્ટ (પંચમહાલ-દાહોદ-મહીસાગર જિલ્લા) દ્વારા બારમા વર્ષનો ક્રમિક જક્મો "સદગુરુ કબીર વિશેષાંક" પ્રકાશિત કરતા આનંદની લાગણી અનુભવીએ છીએ.

પરમાત્માએ આપણને જે સ્થાને મૂક્યા હોય તેજ સ્થાન આપણા માટે માન-પ્રતિષ્ઠા અને કર્તવ્યનું સ્થાન છે. સમાજ આપણે તે સ્થાને કેવી રીતે વર્તીએ છીએ તે પર મૂલ્યાંકન કરતા હોય છે. એટલે કોઈપણ ધર્મ-મત-પંથ, સંપ્રદાય કે સેવાના એકમ વિષે નકારાત્મક સોચ રજૂ કરવી એ આપણા ખુદ માટે અશોભનીય ગણાય છે.

હાલમાં દરેક ધર્મ, મત-પંથ-સંપ્રદાય પોતાની માનંદીઓ પ્રમાણે પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે અનેક સ્પર્શાત્મક પ્રવૃતિઓ આદરે છે.

કોઈ વિચારકે સાચે જ કહ્યું છે કે,

સર્વને ટૂંકા ગજથી માપવાની શી જરૂર ?
અન્યને નાના ગણી મોટા થવાની શી જરૂર ?
તારી પગદંડી અલગ પાડી શકે તો પછી
કોઈના પગલાં ની રેખા ભૂસવાની શી જરૂર ?

વર્તમાનમાં ધન, વૈભવ અને સત્તાની દોડધામ ના સમય માં સદગુરુ કબીર વિચારધારાથી માનવ ઉત્થાનનું કાર્ય કરવું એ ઘણું જ કઠિન છે. "આમ કરવું જોઈએ", "આમ થવું જોઈએ"એવું કહેનારાઓનું પ્રમાણ વધતું રહે છે, છતાં પણ ટ્રસ્ટ પોતાના સંકલ્પિત કાર્યો કરે જ છે.

ભારતીય ચિંતન સાહિત્યમાં સદગુરુ કબીર સાહેબનું અદ્વિતીય સ્થાન છે. જેથી સદગુરુ કબીર સાહેબના માનવીય સંદેશો "સદગુરુ કબીર સંદેશ" (ત્રિમાસિક પત્રિકા) દ્વારા સર્વ ધર્મ, મત-પંથ, સંપ્રદાયના સારભૂત તત્વોનું ધાર્મિક સમન્વયથી પ્રકાશિત કરી જન સમુદાયમાં પહોંચાડવાનું કાર્ય ટ્રસ્ટ કરે છે.

સદગુરુ કબીર સાહેબે આ સંસારમાં દિવ્ય જ્ઞાનનો અવિરત પ્રવાહ ચલાવ્યો છે. સદગુરુ કબીર સાહેબની હિતકારી અને કલ્યાણકારી વિચારધારા દ્વારા સર્વધર્મ-મત-પંથ, સંપ્રદાયોમાં સંપ, સહિષ્ણુતા, સહૃદયતા, એકતા અને સમરસતા જળવાય તેવા પ્રયત્નોની શુભભાવના આપ સૌના સહિયારા પ્રયાસથી રાખીએ છીએ. વૈચારિક સમન્વયનો માર્ગ બધા જ સ્વીકારે તો સંસારમાં શાંતિ અને સંસ્કારિતા સ્થાપી શકાય છે.

પ્રત્યેક વર્ષની જેમ ચાલુ વર્ષમાં પણ સભ્યગ્રાહક બની સહયોગ આપતા રહેશો તેવી અપેક્ષા સહ આપ સૌને સત્યનામ સાહેબ બંદગી.......

મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ
કબીર સેવાશ્રમ કંબોઇ, તા. લીમખેડા
જી. દાહોદ

॥ સત્યનામ ॥

# યુગે યુગે પ્રાગટ્ય પરિચય

સદગુરુ કબીર સાહેબ ચારે યુગમાં પોતાના સ્વરૂપ વિશે જણાવે છે કે,

સતગુણ સુકિત વહી બેરા, ત્રેતા મુનિરૂ મેરા ।

દ્વાપર કરૂણામય કહાઈ, કલિયુગ નામ કબીર ધરાઈ॥

ચારે યુગમાં ચારો નામું, માયારહિત રહું સબ ઠામું ॥

સો જગ પહિચાને નાહિ ભાઈ, સુરનર મુનિ રહે ગુણ ગાઈ॥

સદગુરુ કબીર સાહેબે સતયુગમાં સતસુકિત, ત્રેતામાં મુનિરૂસ્વામી દ્વાપરમાં કરૂણામય સ્વામી અને કલિયુગમાં કબીર નામ ધારણ કર્યુ છે. આમ ચારે યુગમાં જુદા-જુદા નામ સ્વરૂપે સંસારમાં પ્રગટ થઈ જીવોને સત્ય ઉપદેશ આપ્યો છે.

૧. **સદગુરુ સત્ય સુકિત નામ :**

સતયુગમાં સદગુરુ એ પોતાનું નામ સત્ય સુકિત ધારણ કર્યુ. ભવસાગરમાં પધારી સૌ પ્રથમ ત્રિદેવ બ્રહ્મા, વિષ્ણ અને મહેશ પાસે ગયા અને મુક્તિ માર્ગના જ્ઞાન ઉપદેશ નો વાર્તાલાપ કર્યો, ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવે તે સ્વિકાર્યો નહિ. કેમ કે તેઓ ભવસાગરના અધિપતિ હતા. તેઓ ઉપદેશ ગ્રહણ કરે તો અધિપતિ પણું જળવાય નહી. તે પછી સદગુરુ નાગલોક પાતાળમાં ગયા અને શેષનાગને જ્ઞાન-ઉપદેશનો વાર્તાલાપ કર્યો. શેષનાગે પણ સ્વીકાર્યો નહી.

પૃથ્વી પર આવીને રાજા ચિત્રસેન અને રાણી ચિત્રરેખાને સત્ય ઉપદેશ આપ્યો તે ઉપરાંત સાહેબે રાજા ધોંધલ, ખેમસરી, ગ્લાલિન, યોગધીર, કનકસિંહ, રાજા ભોજપાલ ને સત્ય ઉપદેશ આપ્યો.

સદગુરુ સત્ય સુકીતજીએ આકાશપાંજી ઘાટથી અંકુરી હંસો ને સત્ય લોકમાં સ્થાન આપ્યું.

૨. **સહતેજી ગોસ્વામી :**

સદગુરુ સતસુકિતના શિષ્ય સહતેજી ગોસ્વામી હતા. તેઓ સત્યપુરુષના સહજસૂર્તિના હિરણ્યમય અંશ હતા અને સહજદ્રિપથી પ્રગટ થયા હતા.

સત્ય ભક્તિના'પ્રચાર માટે સૂર્તિ-અંશ-વંશ જોઇને તે મુજબ સદગુરુ સતસુકિત સાહેબે તેમને શિષ્ય બનાવી નિ:કલિક મૂળ અથર્વવેદની બીજકજ્ઞાન વાણીનો ઉપદેશ આપ્યો. સહતેજી ગોસ્વામીએ લોકપાંજી ઘાટથી જીવોને ઉપદેશ આપી સત્યલોકવાસી બનાવ્યા છે.

સત્યયુગમાં તેમના વંશોએ પારસ સ્વાતિ, સ્નેહી ભ્રીગ, સ્નેહી લહેર, સિંધુ દીપક, જ્યોતિ, જલભાવ, મલ્યાગીર એમ સાત વંશે ગુરુવાઇ ચલાવી છે.

૩. **મુનિન્દ્ર સ્વામી :**

સદગુરુએ ત્રેતાયુગમાં મુનિંદ્રસ્વામી તરીકે નામ ધારણ કર્યુ. ત્રેતાયુગમાં સૌ પ્રથમ લંકાદ્રીપમાં

એટલે રાણી મંદોદરી વિચિત્રભક્તને ત્યાં જઈ સદગુરુ ના દર્શન કર્યા અને પોતે સદગુરુની દીક્ષા સ્વીકારી.

રાણી મંદોદરીના આગ્રહથી મુનિંદ્ર સ્વામી લંકાપતિના રાજ દરબારમાં ગયા અને દ્વારપાળને લંકાપતિને બોલાવી લાવવા જણાવ્યું. લંકાપતિ સાંભળી ખૂબ ક્રોધે ભરાયા અને ખૂલ્લી તલવાર લઇને સદગુરુ મુનિંદ્રસ્વામીને સત્તર ઘા કર્યા. પરંતુ સાહેબને કાંઇ પણ ઈજા થઇ નહી. સાહેબે લંકાપતિને કહ્યું કે, અયોધ્યાના નરેશ રામજીના હાથે તારું મૃત્યું થશે.

અયોધ્યામાં જઇને મધુકર, વશિષ્ય ઋષિ, રામ, લક્ષ્મણ, શ્રૃંગી ઋષિ, જનકવિદેહી જેવા શ્રેષ્ઠ જ્ઞાની પુરુષો સાથે જ્ઞાન ચર્ચા કરી હનુમાનજી ને પણ સત્ય ઉપદેશ આપ્યો. લંકા સેતુબંધની શાન મુનિંદ્ર સ્વામીએ હનુમાનજીને આપ હતી.

**રાયબંકેજી ગોસ્વામી :**

ત્રેતાયુગમાં સદગુરુ મુનિંદ્રસ્વામીના શિષ્ય રાયબંકેજી ગોસ્વામી હતા. રાયબંકેજી કુશદ્રીપના કર્ણાટક શહેરમાં કાયસ્થ કૂળમાં જનમ્યા હતા. તે સત્યપુરુષના અંજૂર સૂર્તિના સકહ (કોહં) અંશ હતા. સત્ય ભક્તિના પ્રચાર માટે જ તેઓ પ્રગટયા હતા. સદગુરુ મુનિંદ્રસ્વામી રાયબંકેજી ગોસ્વામી ને ટકસાર જ્ઞાનની વાણી યજુર્વેદથી સત્ય ઉપદેશ આપ્યો.

રાયબંકેજી ગોસ્વામી ના સતાવીશ વંશે ભવસાગરમાં સત્ય ઉપદેશ પ્રચાર કરેલો છે.

**૩. કરૂણામય સ્વામી :**

દ્રાપરયુગમાં સદગુરુએ કરૂણામય સ્વામી નામ ધારણ કર્યુ, પ્રથમ ગઢ ગિરનારમાં રાણી ઇન્દ્રમતિને મળ્યા. રાણી ઇન્દ્રમતિ અંકૂરી હતા. સાધુ સત્કાર કરતા હતા. સાહેબ તેમના મહેલ આગળથી પસાર થયા, ઇન્દ્રમતિ એ ઝરૂખામાંથી જોયું અને દાસીને મહાત્માને (સાહેબને) બોલાવવા મોકલી,

પરંતુ સાહેબ રાજદરબારમાં ગયા નહિ, ઇન્દ્રમતિ જાતે આવીને ખૂબ જ વિનંતી કરી એટલે રાજભવનમાં ગયા, જ્ઞાન ચર્ચા તેમજ અનેક પ્રકારના વાર્તાલાપ પછી રાણીને સત્ય ઉપદેશ આપ્યો. રાજા ચંદ્રવિજયને રાણીએ વિનંતી કરી પરંતુ અર્ધાંગિનીની અડધી ભક્તિ મળશે અને મુક્તિ થશે એવા વિશ્વાસે માત્ર રાણીને ઉપદેશ લેવા દીધો.

સદગુરુ એ રાણી ઇન્દ્રમતિને ચેતવણી આપીને જણાવ્યું કે કાળ આવીને તેમને સર્પ દંશ મારશે માટે બિરહુલી મંત્ર આપું છું. તનો જાપ કરવાથી વિષ ઉતરશે. તે પછી કાળ કરૂણામય સ્વામીનું રૂપ લઇને આવશે. પરંતુ સદગુરુ અને કાળ બંનેના સ્વરૂપનો ભેદ સાહેબે ઇન્દ્રમતિને જણાવ્યા. સાહેબના ગયા પછી કાળે સાપનું સ્વરૂપ લઇ રાણીને ડંખ માર્યો. રાણીને સાહેબે આપેલો બિરહુલી મંત્રનો જાપ ચાલુ રાખ્યો વળી અનેક ગારુડીઓએ પણ મંત્રોપચાર ચાલુ રાખ્યા. અંતે વિષ ઉતરી ગયું, વિષ ઉતર્યા પછી પણ કાલ કરૂણામય સ્વામીનું સ્વરૂપ લઇને રાણીને છળવા માટે આવ્યો. સાહેબે કાળનું સ્વરૂપ બતાવેલું હોવાથી રાણી ચર્ચામાં સંમત ન થયા. કાળ થપ્પડ મારી રાણીને બેહોશ કરી દીધી, પરંતુ રાણીએ સાહેબને અરજ કરી એટલે કરૂણામય સ્વામી પ્રગટ થયા અને કાળ ભાગી ગયો.

કરૂણામય સ્વામીએ ઘણાને સત્યબોધ આપ્યો. જેમાં ગરૂડ અને સુદર્શન (સુપદર્શન) ને સાહેબનો ઉપદેશ સ્વીકાર્યો.

- **ચર્તુભુજ ગોસ્વામી :**

દ્વાપરયુગમાં સદગુરુ કરૂણામય સ્વામીના શીષ્ય ચર્તુભુજ ગોસ્વામી હતા, જે દક્ષિણ દિશાના લક્ષદ્વીપના દર્ભવા શહેરમાં બ્રાહ્મણ કુળમાં જનમ્યા હતા. તે સત્યપુરુષના ઈચ્છા સુર્તિના જોહં અંશ હતા. તે ઈચ્છા દ્વીપથી સત્યપુરુષના પ્રચાર માટે જ જગતમાં પ્રગટ્યા હતા.

સદગુરુ કરૂણામય સ્વામી એ તેમને મૂળજ્ઞાનની વાણી સામવેદ થી સત્ય ઉપદેશ આપ્યો. ચર્તુભૂજ ગોસ્વામીના સોળ વંશે દ્વાપરયુગમાં સત્યપુરુષના ઉપદેશનો પ્રચાર કરેલો છે.

૪. **કબીર સાહેબ :**

કળીયુગમાં સદગુરુ કબીર સાહેબ સત્ય કબીર, શેખ અહમદ કબીર, શેખ કબીર નામ ધારણ કર્યુ.

કાશી શહેરમાં લહર સરોવરમાં કમળ પુષ્પ પર બાળ સ્વરૂપે પ્રગટ થયા, બાળ લીલામાંથી નીમા-નીરૂનો ઉધ્ધાર, કમાલ-કમાલીને આપેલું વચન, ગુરૂ રામાનંદ સ્વામીને વૈષ્ણવ પંથનું મહત્વ, હિન્દુ-મુસ્લીમોની એકતા, હિન્દુ-મુસલમાનો ની જડ માન્યતાઓ દૂર કરી સિકંદર બાદશાહ તથા પીર શેખતકીને પરચા આપ્યા. અનેક સંતો-મહાત્માઓને સત્ય પુરુષની સાન આપી. મગહરમાં મૃત્યુ થનારનું ગધેડાનું કલંક દૂર કરવા મગહરમાં અંતર્ધ્યાન થયા.

- **ધર્મદાસ ગોસ્વામી :**

કળીયુગમાં સદગુરુ સાહેબે ધર્મદાસ ગોસ્વામીને શિષ્યપદ આપ્યું, ધર્મદાસ ગોસ્વામીનો જન્મ પંદરમી સદીમાં બુંદેલ ખંડના બાંધોગઢ નામના નગરમાં લક્ષાધિપતિ વણીકને ત્યાં થયો હતો. ધર્મદાસ બાળપણથી જ ધર્માત્મા અને ભગવંત ભક્ત હતા. તેઓ વૈષ્ણવ ધર્મ પાળતા હતા. કર્મ, ધર્મ, મૂર્તિપૂજા, તીર્થયાત્રા માં વિશેષ ધ્યાન આપતા. સાધુ, સંતો, પૂજારીઓની તેમને ત્યાં હંમેશા ભીડ રહેતી. સાધુ સંતોનો આદર અને સત્કાર, કથા કીર્તન અને દૂર-દૂરનાં તીર્થોના દર્શન તથા યાત્રામાં ખૂબજ ખર્ચ કરતા હતા.

ધની ધર્મદાસજીને ચેતવવાનો સમય આવ્યો ત્યારે સદગુરુ કબીર સાહેબ સૌ પ્રથમ ધર્મદાસ સાહેબને મથુરામાં મળ્યા. ધર્મદાસ સાહેબ તીર્થ-યાત્રા કરવા મથુરા આવ્યા. ધર્મશાળામાં ઉતારો કર્યો, સ્નાન કર્મ પતાવ્યા પછી રસોઈ બનાવવા જતાં ચુલામાં બળતા લાકડા માં અસંખ્ય કીડીઓ નીકળવા લાગી અને ઘણી કીડીઓ બળી ગઈ. તે જોઈ ધર્મદાસને ખૂબ જ પસ્તાવો થયો. આચારી ધર્મ પાળતા હોવાથી કીડીઓ મરી ગઈ, પાપ થયું અને ભોજન અપવિત્ર થયુ. ભોજન પીરસેલી થાળી કોઈ સંત-મહાત્માને જમાડવા નીકળ્યા. એવામાં સાહેબને એક વૃક્ષ નીચે બેઠેલા જોયા અને કહેવા લાગ્યા, "હે, મહાત્માજી આ ભોજન સ્વીકાર કરો" આ સાંભળી સાહેબે ધર્મદાસજીને કહ્યું કે,: હે શેઠ તમારી રસોઈમાં અસંખ્ય કીડીઓ મરી ગઈ. તેનું પાપ મારા શીરે લાદવા માટેનો તમે વિચાર કર્યો તે યોગ્ય નથી. સાહેબે એવી લીલા કરી કે થાળી માંથી મરેલી કીડીઓ સજીવન થઈને ચાલવા લાગી.

આ ચમત્કાર જોઇ ધર્મદાસજી ને નવાઇ લાગી. એમને સંત સ્વરૂપે કોઇ સમર્થ પુરૂપ લાગ્યા. તેમના ચરણમાં પડી પ્રણામ કરીને પોતાના ઉતારા પર લઇ ગયા. આદર સત્કાર કરી પવિત્ર આશન પર બિરાજમાન કરી વિનયથી પ્રશ્ન કર્યો કે, હે, મહાત્મા આપનું નામ શું છે? ધર્મ સ્થાન કયાં છે ? આપ કયા કાર્ય માટે અહીં પધાર્યા છો ? તે જણાવવા કૃપા કરો.

સદગુરુ કબીર સાહેબે કહ્યું કે, મારું નામ " કબીર " છે. મારું સ્થાન સત્યલોક છે. જિજ્ઞાસુ જીવોને સત્ય ઉપદેશ આપી ચેતવવાનું મારું કાર્ય છે. અત્યારે માત્ર તમને જ ચેતવવા પધાર્યો છું. ધર્મદાસ સાહેબે પણ સાંભળ્યું હતુ કે કાશી શહેરમાં કબીર સાહેબ પ્રગટયા છે. અત્યારે સાહેબ મારા તારણ માટે જ આવ્યા છે. તથા કબીર સાહેબ ઘટ-ઘટ વાસી છે. એવું મનમાં નકકી કરી લીધું. સદગુરુ કબીર સાહેબે તેમને ભક્તિ, જ્ઞાન કર્મકાંડ વિષે જણાવવા કહ્યું ત્યારે ધર્મદાસ સાહેબે કહ્યું કે, ગુરુ મહારાજની કૃપાથી આજ્ઞાથી સેવા, પૂજા, માળા, કર્મકાંડ, તીર્થ-વ્રત, દાન કરું છું.

સદગરુ કબીર સાહેબે ધર્મદાસ સાહેબને સમજાવ્યું કે તીર્થ વ્રત દાન, સેવા, મૂર્તિપૂજા વગેરે ધર્મરૂપી વૃક્ષ ના અંશ છે. પરંતુ તેનાથી સત્ય પુરુષ પરમાત્મા મળતા નથી. તે માટે સત્યપુરુષની ભક્તિનો ઉપદેશ લેવો જોઇએ.

ધર્મદાસજીને રૂપદાસજી નામના ગુરુજી હતા. તેઓ તેમના આશ્રમમાં જઇને સત્યપુરુષની ભક્તિ અને અખંડ મોક્ષ પદના સાધન વિશે પૂછવા લાગ્યા. રૂપદાસજીએ ધર્મદાસજીને કહ્યું કે જે પુરુષે બ્રહ્મજ્ઞાન જાણવા માટે કહ્યું છે તેમના ચરણમાં જઇને આત્મજ્ઞાન મેળવી કલ્યાણ કરો. ગુરૂજીનો આદેશ લઇ ધર્મદાસજી સદગુરુ કબીર સાહેબના દર્શન માટે તપાસ કરવા લાગ્યા. સંત-મહાત્માને પૂછતા ન મળ્યા એટલે સદગુરૂ દર્શન માટે બાંધોગઢ માં સંત મેળો કર્યો. સંત મેળામાં અનેક સંતો, વિધ્વાનો, ભક્તો, પધાર્યા. આ સંત મેળામાં ખૂબ જ ધનનો ખર્ચ થયો છતાં કબીર સાહેબના દર્શન થયા નહી. એટલે તેમના પત્ની માતા આમિનને ઘણું દુઃખ થયું. ધર્મદાસજીનો પ્રેમ, વિરહ વધતો ગયો અંતે તેમના ચોકમાં સાહેબ પ્રગટ થયા. બંનેએ દોડીને સાહેબનાં ચરણો પકડી લીધા. તેમની સેવા, પૂજા કરીને વિનંતી કરી કે, "હે સદગુરુ, દયાળુ , અમને સત્ય પુરુષ બ્રહ્મની ભક્તિનો ઉપદેશ કરો " સાહેબે તેમની શુધ્ધ રહેણી કરણી જોઇ ચોકમાં મંડપ બનાવ્યો અને આનંદ ચૌકા આરતી કરીને બંનેને સત્ય ઉપદેશ આપ્યો.

ધર્મદાસજીએ સાહેબની દયા દ્રષ્ટિથી સંતગતિ પ્રાપ્ત કરી, તેમજ માતા આમિન અને ધર્મદાસજી બ્રહ્મચર્ય નું પાલન કરવા લાગ્યા. સદગુરુ કબીર સાહેબે ધર્મદાસ સાહેબ અને તેમના વંશને આચાર્ય પદ સોપીને ૪૨ વંશની વંસાચાર્ય ગાદી પ્રદાન કરી.





(સંકલન)
(કબીર સર્વોત્પતિ જ્ઞાનરત્ન)

# ભગવતી કમાલી દ્વારા યવનોને ઉપદેશ

ભગવતી કમાલી સર્વ સભાજનોને ઉપદેશી બોલી ઉઠી કે " હું કબીર સાહેબની દયા દ્રષ્ટિથી સજીવન થઇ છું માટે હું સાહેબની ધર્મપુત્રી છું અને જો શેખતકી મારા પિતા હોત તો હજારો મણ માટી નીચે મને શા માટે દાબી દેત ! માટે મારા સાચા ધર્મપિતા તો કબીર સાહેબ છે. કબીર સાહેબમાં સર્વ જીવોને સુખી કરવાવાળી સમુદ્રના જલ સમાન અથાહ દયા ભરેલ છે. અને હિન્દુ મુસલમાન તથા અન્ય જાતિને સમાન સત્ય ઉપદેશ આપવાવાળા એક જ કબીર સાહેબ છે. એવા પુરૂષને મારા પિતા શેખજીએ બહુ દુઃખ આપ્યું છે. તે શેખજીની કરણી બહુ નીચ છે. માટે તે મારા પિતા થવાને યોગ્ય નતી કારણકે મારા પિતાએ દિલ્લી પર સમ્રાટને દુષ્ટ હેતુ માટે પ્રેરણા કરી હિન્દુ ધર્મનો વિનાશ નોતર્યો છે. "

ભગવતી કમાલી કબ્રસ્તાન પર હાજર રહેલા સર્વ લોકોને કહે છે કે. " મુસલમાનનો ખુદાનાં સંતાનો છે તો હિંદુઓ કોનાં સંતાન છે. " માટે બન્ને કોમ તો તેને કહેવાય કે, જે કિયામાં કોઇ પણ દેહધારી પ્રાણી માત્રને દુઃખ ન થાય, પરંતુ મારા પિતા અને બિજા ઘણા અજ્ઞાની લોકો કબીર સાહેબનો દ્રેષ કરે છે. તેના બે કારણો છે, પ્રથમ તો અજ્ઞાની લોકો જીવહિંસા કરી માંસભક્ષણ કરે છે. તે પાપ કાર્યને સાહેબ રોકે છે. અને બીજુ જે મુસલમાન લોકો બળજબરી થી હિંદુઓને ભ્રષ્ટ કરે છે તે મુસલમાન લોકોની મોટામાં મોટી ભૂલને કબીર સાહેબ સાચા શબ્દો મુસલમાન લોકોને પ્રિય લાગતા નથી. આ બે કારણોથી સાહેબ પર સર્વ સ્વાર્થી (અજ્ઞાની) લોકો ઈર્ષા કરે છે.

પરંતુ સદગુરુ કબીર સાહેબનો સત્ય ઉપદેશ તો પરિપૂર્ણ સત્યતાથી ભરેલો છે, કારણકે જે જીવને ખુદાના નામ પર મારી પોતે ભક્ષણ કરે છે. તે ધર્મ નથી તે તો અધર્મ જ છે. જે જીવને આપણે મારીએ છીએ તે જીવ કોઇ સમયે આપણને મારી જરૂર બદલો લેશે. તેમ જીવહિંસા કરવાવાળા ને અનંત વર્ષ સુધી નર્ક (દોજખ) ભોગવવું પડે છે. તેમાં જરાપણ શંકા નથી.

મુસલમાન અને હિંદુ સર્વ જાતિ પર ઈશ્વરી નિયમ તો એક સરખોજ લાગુ પડે છે, હિંદુ લોકો દેવના નામથી જીવને મારી તેનું માંસ યજ્ઞના અગ્નિમાં હવન કરે છે, તો સમજવાની વાત એ છે કે, દેવ લોકો તો મહાન પવિત્ર હોય છે. તેઓ માંસનો ધૂમાડો પણ લેવા નથી. પરંતુ સ્વાર્થી લોકો જીભના સ્વાદના કારણે દેવના નામે જીવને મારી માંસ ભક્ષણ કરે છે.

સાખી - જાન બૂઝ જીવ મારતે કરતે માંસ અહાર।
તે ચૌરાસી જાયેંગે કોઇ ન છુડવાન હાર॥

અર્થ:- ઉપરોક્ત સાખીમાં ભગવતી કમાલી કહે છે કે, કોઈપણ મનુષ્ય જાણી બૂઝીને જીવોને મારી તેનું માંસ ભક્ષણ કરે છે, તે જીવને અનંત વર્ષો સુધી નર્ક ભોગવવું પડે છે. કારણકે જેટલા જીવો માર્યા હશે તે સર્વ એક એક બદલો લેશે. તે બદલો આપવા અનંત જન્મો લેવા પડે છે. તેને પાપમાંથી છોડાવવાવાળું કોઇ નથી.માટે જુલ્મ

અત્યાચારો કરવા તે ઈસ્લામ ધર્મનું શિક્ષણ નથી. એ તો તોફાની સ્વાર્થી લોકોનું કાર્ય છે.

સદ્‌ગુરૂ કબીર સાહેબનો ઉપદેશ નિર્ભય, સ્વાર્થ રહિત, સર્વ જીવોને સરખા સુખી કરવાવાળો છે. તે ઉપદેશ મુસલમાનોને તથા મારા પિતાને પ્રિય લાગતો નથી. તે કારણેથી કબીર સાહેબના શરીરનો અંત લાવવા હજારો પ્રકારની યુક્તિઓ અને પ્રપંચો રચ્યા. પરંતુ સાહેબ તો સ્વયં બ્રહ્મ પોતેજ છે. તેમને કોઇ પણ જીવ દુઃખ યા સુખ કંઇપણ આપી શકે તેમ નથી. સાહેબની મહાન શક્તિના પ્રભાવથી આજ મને નવી દુનિયા દ્રષ્ટિગોચર થઇ છે. જેથી મને નવું શરીર, નવું જ્ઞાન અને નવી દુનિયા એ સર્વ બક્ષી સાહેબે મને નવજીવન પ્રદાન કર્યું છે.

આજ સાહેબની દયાથી મને ઘણા જન્મોનું જ્ઞાન પ્રાપ્ત થયું છે. આજ થી ઘણા જન્મો પહેલા ઉતરાખંડના એક ગામમાં એક બ્રામણને ત્યાં મારો જન્મ સ્ત્રી રૂપમાં થયો હતો. અને મારા એક ભાઇ જેઓ આ સભામાં બેઠા છે અને જેમનું નામ કમાલ સાહેબ છે. તે અને હું બંન્ને પુર્વ જન્મના ભાઇ બહેન હતાં. આ મારો છેલ્લો જન્મ મુસલમાન જાતિમાં શેખતકીના ઘરે પુત્રી ભાવથી થયો હતો. જે મારું મૃત્યુ થવાથી હજારો મણ માટી નીચે મારા શરીરને દફન કરેલુ હતું. અને સદ્‌ગુરૂ કબીર સાહેબની અગાધ શક્તિ અને દયાથી આજ હું સજીવન થઇ છું તે આપ સર્વ બરાબર જોઇ રહ્યા છો. તેમ સાહેબે પોતાની પ્રકાશમયી તેજ શક્તિ આપી મને આજ સિધ્ધિ ચમત્કાર અને જ્ઞાનનું પાત્ર બનાવી છે. તે કારણથી પુર્વ જન્મનું સર્વ વૃતાંત આજ મને યાદ આવ્યું છે.

આવા સમર્થ સાહેબનો સ્વાર્થવશ થઇ મારા પિતા દ્રેષ ઈર્ષા કરી રહ્યા છે કે, “ બાદશાહનો એક પીર તો હુ જ છું અને આ બીજા પીર કબીર સાહેબ ક્યાં થાય છે? જેથી મારૂ માન ઘટી જશે તેમજ જીવન નિર્વાહમાં પણ અડચણો પડશે ” તેથી મારા પિતા સર્વ કાઝી, મૌલવી, મુસલમાનો ! જો તમે તમારૂ કલ્યાણ ચાહતા હો તો કબીર સાહેબનો દ્રેષભાવ છોડી દઇ તે સાહેબના શરણોમાં જઇ તમારી ભુલની ક્ષમા માંગો. કારણ કર, કબીર સાહેબનાં સરીરનો નાશ કરવા ત્રણલોકમાં કોઇ પણ સમર્થ નથી તો તમારે સર્વએ વિચાર કરવો જોઇએ કે, “ હમો સર્વ લોકોએ બહું દુઃખ આપ્યુ તો પણ સાહેબ જરા પણ ક્રોધ હમારા પર કર્યો નથી. ” માટે સાહેબને મુર્શિદ ( ગુરૂ ) માની તેમનો સદ ઉપદેશ ધારણ કરી તેનું બરાબર પાલન કરો. કોઇ પણ જીવ માત્રને દુઃખ આપો નહી. અહિંસા પાળો અને હિંદુ લોકો સાથે પ્રેમભાવનો વર્તાવ રાખો.





# કાજી શેખતકીનો હૃદય પલટો

ભગવતી કમાલીનો અલૌકિક નિપૃક્ષીય ઉપદેશ સાંભળી શેખજી ત્યાં બધા કાજીઓ, (મુલ્લાઓ) અને સર્વ મુસલમાનોના હૃદયનો દ્વેષરૂપી પડદો હટી ગયો. જેવી રીતે ભગવાન સૂર્યનો ઉદય થવાથી અહંકાર નાશ પામે છે , તેવી રીતે સર્વનો ભ્રમ ચાલ્યો ગયો. ત્યારે સર્વ લોકો પરવરદિગાર ખુદા કહી સાહેબના ચરણ કમલોમાં પડી ઝુકી ઝુકી પ્રતિજ્ઞા કરવા લાગ્યા કે, " હવેથી હમો કોઇ પણ જીવ પ્રાણીમાત્રને જાણી જોઇને દુઃખ આપીશું નહિ. "

ભગવતી કમાલીને સર્વ લોકો વારંવાર વિનય પ્રાર્થના કરી કહેવા લાગ્યા કે, " તમોને સાહેબ સજીવન કરી અમારા સર્વના ઉપર મહાન ઉપકાર કર્યો છે. જેથી હમારા સર્વનું પણ કલ્યાણ થશે. " એમ કહી સર્વ લોકો વારંવાર પગે પડી નમસ્કાર કરી પોતાના પાપની ક્ષમા માંગવા લાગ્યા. જ્યારે સર્વનો હૃદય પલ્ટો જોયો ત્યારે ભગવતી કમાલી એ કહ્યું કે ," તમો સર્વ સાચા દિલથી સાહેબના શરણે જાવ, તો જ તમો સર્વનું કલ્યાણ થશે. " ત્યારે સર્વ લોકો સાહેબના પવિત્ર ચરણોમાં પડી વારંવાર પાયલાગી બંદગી કરવા લાગ્યા અને વિનય પ્રાર્થના કરી પોતપોતાની ભૂલની ક્ષમા માંગવા લાગ્યા.

તેમજ બાદશાહના ગુરુ શેખજીએ તો કબીર સાહેબને સાષ્ટાંગ દંડવત નમસ્કાર કરી અને બંને હાથ જોડી વિનય પ્રાર્થના કરી કહ્યું કે, " હે અલ્લાહ ખુદા પરમેશ્વર ! કબીર સાહેબ ! મારા જેવો પાપ કરવાવાળો જગતમાં બીજો કોઇ હશે નહિ. " મારાથી બે પાપો ઘણા મોટા થયા છે. તે બે પાપોમાં અનંત પાપો સમાયેલાં છે. તેમાં પ્રથમ તો એ છે કે, હમોએ હિંદુ ધર્મ જાતિને ઇસ્લામ ધર્મમાં લાવવા માટે હિંદુઓને અનંત દુઃખ આપ્યું છે. અને બીજુ આપને પરવરદિગાર અલ્લાહને હમોએ સ્વાર્થ વશ થઇ ઘણું દુઃખ આપ્યું છે. આ બે પાપ ઘણાં મોટામાં મોટા મારાથી થયા છે. તો હે સાહેબ ! આ ભયંકર પાપોનું કેવી રીતે નિવારણ થશે ? ત્યારે સાહેબે સર્વને સંબોધીને કહ્યું " તમોએ જે હિંદુઓને દુઃખ દીધું છે, તે પાપ તો ઘણું મોટું છે. તે હવેથી ન થાય તે માટે ઉપદેશ અને સત્તાથી મુસલમાન લોકોને પાપ કરતા અટકાવો અને જેવી રીતે હું તમોને ધર્મ પાલન કરવા કહું છું તેવી રીતે તમે ધર્મ પાલન કરો તો જ તે પાપ ધીરે ધીરે નષ્ટ થશે. અને બીજું તમોએ મને જે દુઃખ આપ્યું છે તે પાપ તમોને લાગશે નહિ, કારણ કે તે દુઃખ મને થયું નથી. તમોએ જ્યારે મને અગ્નિમાં જલાવ્યો ત્યારે હું એક રૂપથી અગ્નિરૂપ જ હતો અને બીજા રૂપથી હું અગ્નિમાં ન હતો જેથી તેનું પાપ તમોને થશે નહિ.

ભલે શેખ તુમ સબ કુછ કીન્હા,ખરાખોટ પરખ તુમ લીન્હા ।

કાજી શેખતકી પોતાનો અપરાધ મોટો સમજી પસ્તાવો કરવા લાગ્યો. ત્યારે કબીર સાહેબ તેને ધીરજ આપી બોલ્યા કે, "હે શેખજી ! તમે જે મારી ઘણા પ્રકારથી કસોટી લીધી તે સારું કર્યું કારણ કે, તમો જો એ ભયંકર કસોટીઓ કરતા નહિ તો તમો સર્વને સત્ય અસત્યની ખબર પડત નહિ. માટે તમોએ જે કસોટીઓ કરી મારી આત્મશક્તિઓ પારખી જેથી તમારા મનને શાંતિ થઇ તે ઠીક થયું.

પ્રિય પાઠકો ! આ સર્વ વાત કબ્રસ્તાન પર જ થઇ. ત્યાર બાદ સર્વ લોકો પોતપોતાના ઘરે આવ્યા અને બીજે દિવસે બાદશાહના હુકમથી જાહેર સભા ભરવામાં આવી. દિલ્હી નગરના હિંદુ-મુસલમાન સ્ત્રી-પુરુષ પ્રજાજનોને સભામાં આવવાની છૂટ આપી અને સર્વને માટે યથાયોગ્ય બેઠકો તૈયાર કરવામાં આવી. તેમજ હિંદુ-મુસલમાન તકરાર કરે નહિ તેવા બંદોબસ્ત પણ કર્યો અને એક રત્નજડિત સિંહાસન તૈયાર કરાવવામાં આવ્યું, તેના ઉપર સદગુરુ સાહેબ વિરાજમાન થયા. ત્યારે બાદશાહ સિકંદર અને શેખજી કબીર સાહેબની પાસે નીચે ઉભા રહી ચમર ઢોળવા લાગ્યા. જ્યારે સર્વ સભા ભરાઇ ચૂકી ત્યારે કબીર સાહેબ પોતાનો અમૃતમય ઉપદેશ આપવાનો આરંભ કર્યો. તેમાં બંને કોમોમાં અરસપરસ સંપ, પ્રેમ તેવો બોધ કર્યો.

તે ઉપરાંત સાહેબે સર્વને કહ્યું કે, " હિંદુ અને મુસલમાન એ બંને કોમ એક મનુષ્ય જાતિ છે. તેથી પરસ્પર ભાઇઓ છો. પરમાત્માએ પ્રથમ મનુષ્ય જાતિમાં ત્રણ જાતિ બનાવી છે. પ્રથમ નર જાતિ, બીજી નારી જાતિ અને ત્રીજી જાતિ ઇશ્વરની રચેલી છે. હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી વગેરે અનેક જાતિઓ મનુષ્યની કૃત્રિમ રચેલી છે. તે કલ્પિત છે. ઇશ્વરે આ ઘણી જાતીઓ બનાવી નથી. દાખલા તરીકે એક માણસ માટીના વાસણ બનાવે છે તેથી તેને કુંભાર કહેવામાં આવે છે. તેને કોઇ બ્રાહ્મણ કહેતુ નથી. આથી માલુમ પડે છે કે, મનષ્ય જેવા-જેવા કર્મ કરે છે તેને તેવી જાતિનો કહી લોકો પોકારે છે.

(કબીર બ્રહ્મપ્રકાશ)
મહંતશ્રી દયાનંદદાસજી સાહેબ
કબીર સેવાશ્રમ, કંબોઇ





# કબીર લીલા

## ૧) ગુરુજી તોડ કે જોડ દો :

એક સમયે ગુરૂ રામાનંદ સ્વામીને ત્યાં કબીર સાહેબ ગયા. તે વખતે રામાનંદ સ્વામી માનસિક પૂજા કરતા હતા. તેમણે ધ્યાનમાં ઠાકોરજીને મુકુટ ચઢાવી દીધો ને પુષ્પ માળા ચઢાવવી ભૂલી ગયા. તેથી વિચારવા લાગ્યા કે, પુષ્પમાળા ચઢાવ્યા સિવાય પૂજા અધૂરી રહે અને મુકુટ ઉતારૂ તો પૂજા ખંડિત થાય. તેથી સભ્રમ થયા. તે બાબત કબીર સાહેબે જાણી. તેથી ગુરુને ગભરાયેલા જોઇ બહારથી જણાવ્યું કે " ગુરુજી તોડ કે જોડ દો. " જ્યારે એ મુજબનાં વચનો શ્રવણે પડયાં ત્યારે રામાનંદ સ્વામીએ પુષ્પમાળા ની દોરાની ગાંઠ છોડીને ઠાકોરજીને પહેરાવી ગાંઠ બાંધી દીધી. જેથી સભ્રમમાં હતા માનસિક પૂજા પરપૂર્ણ થઇ એટલે બહાર આવી જણાવ્યું કે ," ગુરુજી તોડ કે જોડ દો " એવું કોણે કહ્યું હતુ ? ત્યારે સર્વ શિષ્યએ જવાબ આપ્યો કે, કબીર સાહેબે કહ્યું હતું. સાંભળી ગુરુજીએ કબીર સાહેબની ઘણી પ્રશંસા કરી. અંર્તગતની વાત જાણી સર્વેમાં તેમની પ્રતિષ્ઠા વધારી. જેથી રામાનંદ સ્વામીજીના સર્વ શિષ્યોએ કબીર સાહેબની ઘણી જ મર્યાદા ને સમયથી કરવા માંડી.

## ૨) બારણા આગળ સુવર :

જહાંગસ્ત શાહ નામે એક સિધ્ધ સાધુ (ફકીર) હતા. તે સર્વે થી વાદ-વિવાદ કર્યા કરતા હતા. તેમને કેટલાક સાધુઓએ જણાવ્યું કે, તમે કબીર સાહેબના દર્શન કરી તેમની પાસે સવાલ કરો, કારણ કે, રામાનંદ સ્વામી ના શિષ્યોમાં પ્રતિષ્ઠિત સંત છે. તે તમારો જવાબ આપશે. એ મુજબ જહાંગસ્ત શાહે સાંભળ્યું કે, તરત કાશી નગરમાં આવી કબીર સાહેબના નિવાસ પર આવ્યા. વાત કબીર સાહેબને જાણ પડતાં પોતાની મઢી ના બારણા આગળ એક સુવર ઉત્પન્ન કર્યુ . જેથી જહાંગસ્ત શાહ બારણા આગળ એક સુવર જોઇ પાછા જવા માંડયા. ત્યારે કબીર સાહેબે તેઓને હાંક મારી બોલાવ્યા કે, બહારથી જ કેમ પાછા વળ્યા ! ત્યારે જહાંગસ્ત શાહે જણાવ્યું કે, તમે આવા પ્રતિષ્ઠિત સંત બહાર બારણા આગળ સુવર બાંધ્યું છે. જેથી તમારા આચરણ મને ઠીક ન લાગવાથી તમારી પાસે આવવું મને વ્યાજબી લાગતું નથી. ત્યારે કબીર સાહેબે કહ્યું કે, મેં તો બારણા આગળ સુવર નામનું જાનવર બાંધ્યું છે પણ તમે તો સંત થઇ ભીતર ઘટમાં કામ, ક્રોધ વગેરે સર્વ વિષય રાખ્યા છે. તેનો વિચાર કરી તપાસો તો માલુમ પડે એ પ્રમાણે કહેતાની સાથે જહાંગસ્ત સાહ અંદર આવી સદગુરુ કબીર સાહેબનાં ચરણમાં પડયાં (આ બાબતની સંપૂર્ણ હકીકત નિર્ભય જ્ઞાન ગ્રંથ માં છે.)

## ૩) ચાર મુક્તિ :

એક સમયે કબીર સાહેબ પોતાની પર્ણકૂટી પર બેઠા હતા. ત્યાં એક સાધુ પધાર્યા ત્યારે તેમનો આદર સત્કાર કર્યા બાદ આવવાનું પ્રયોજન પૂછતાં તે સાધુએ જણાવ્યું કે ચાર મુક્તિ શી રીતે મળે ? એ પ્રમાણે સવાલ કર્યો તેના જવાબમાં કબીર સાહેબે પ્રત્યુત્તર દીધો કે અમૂક સ્થાને કુતરી વિવાઇ છે તેના કાળા બચ્ચાં ને મારું નામ પૂછો તે તમારો ખૂલાસો આપશે. ત્યારે સાધુએ ત્યાં જઇ પૂછવા માડયું. તો પૂછતા જ તે બચ્ચું તરત મરી ગયું ને તે યોનીમાંથી છુટયું. બાદ ભંગીને ત્યાં અવતર્યુ બચ્ચું મરી જવાથી સાધુએ કબીર સાહેબ પાસે આવી જણાવ્યું કે કાંઇ હરકત નહી. પરંતુ જાવ ફરી અમૂક ભંગીને ત્યાં બાળક અવતર્યુ છે તેને મારું નામ દઇ પૂછી જૂઓ એટલે માલૂમ પડશે. તેથી તે સાધુ ભંગીને ત્યા જઇને પ્રથમ પૂછયું તો ત્યાં પણ તે છોકરાનો દેહ છૂટી રામને ત્યાં જન્મ થયો. તેથી સાધુ ફરીથી કબીર સાહેબ પાસે ગયા અને જણાવ્યું કે, વાહ તમે પણ ખરા કે, તમારું નામ સાંભળતાં જ બિચારા બાળકો મરી જાય છે. ત્યારે કબીર સાહેબે જણાવ્યું કે, એમાં મારો કોઇપણ જાતનો દોષ નથી. પરંતુ હવે મારું કહેવું માની એક વખત અમૂક રાજાને ઘેર જઇ તેને હમણા પુત્ર થયેલો છે તેને પૂછી જૂઓ. તેથી તે સાધુ રાજાને ઘેર ગયો અને પૂછયું તો બાળકે જવાબ દીધો કે ધન્ય છે કબીર ને કે જેનું નામ બે વખત સાંભળવાથી હું આ પદને પ્રાપ્ત થયો. તેથી તેઓશ્રીની આગળ ચાર મુક્તિ પણ હિસાબમાં છે. માટે તેઓશ્રી ની પાસે ઉપદેશ ગ્રાહય કરો કે, જેથી આવાગમનનો ફેરો મટે વગેરે જણાવ્યું. ત્યારે તે સાધુ કબીર સાહેબ પાસે આવી તેના ચરણમાં પડયા તે પંથે ભક્તિ ગ્રાહ્ય કરી (જુઓ કબીર ચરિત્રબોધ)

(સંકલન)

શ્રી લાલાભાઇ સોલંકી

જેસાવાડા

# તીસા જંત્ર

સવૈયા

સોઈ રહ્યો નિત મોહ નિશા મહં, જાનિ પર્યો નહિ રામ પિયારો .
જન્મ અનેક ગયે સ્વપ્નાંન્તર, એક હું બાર ન જાગ્રતિ ધારો .
આદિ ગુરુ તબ દેખિ દયા કરિ, તીસા જંતર શબ્દ ઉચારો .
ચારહું વેદ પુરાન અઢારહ, સોધ રહ્યો યહ તત્વ વિચારો .

દોહા

જીવ કૃતારથ કારને, ભાષા કીન્હ વિચાર .
તીસ જંતર બૂઝિકે, ઉતરો ભવજલ પાર.
કલિમેં જીવન અલ્પ હૈ, કરિયે બેગિ સમ્હાર.
તપ સાધન નહિ હો સકે, કેવલ નામ આધાર .

જગાડવું શુ ? પ્રેમ :

પ્રેમ જગાવે બિરહકો, બિરહ જગાવે પીવ .
પીવ જગાવે જીવકો, વહી જીવ વહી પીવ .....૧

કરવું શું ? ગુરુની પૂજા :

પૂજા ગુરુકી કીજિયે, સબ પૂજા જિહિ માંહિ .
જબ જલ સીંચે મૂલ તરૂ, શાખા પત્ર આધાહિ ....૨

પરખવું શું ? શબ્દ :

પરખો દ્વારા શબ્દકો, જો ગુરુ કહે વિચાર .
બિના શબ્દ કછુના મિલે, દેખો નૈન ઉઘાર ....૩

લેવું શું ? નામ :

નામ મિલાવે રૂપકો, જો જન ખોજી હોય .
જબ વહ રૂપ હૃદય બસે, ક્ષુધા રહે નહિ કોય ....૪

કર્તવ્ય શું ? સત્સંગ :

કરિયે નિત સત્સંગકો, બાધા સકલ મિટાય .
એસા અવસર ના મિલે, દુર્લભ નર તન પાય ....૫

બનવું શું ? દાસ :

હોય રહે જબ દાસ યહ, સબ સુખ પાવે અન્ત .
દેખ રીતિ પ્રહલાદકી, નિરખો સબમેં કન્ત ....૬

બોલવું શું ? મીઠુ વચન :
મીઠા સબસે બોલિયે, સુખ ઉપજે ચહું ઓર .
વશીકરણ યહ મંત્ર હૈ, તજિયે બચન કઠોર ....૭

માનવું શું ? સત્ય :
માનો સબકુછ સાંચ હૈ, જો જાકો વ્યવહાર .
જન્મ - મરણ દોઉ બના, થિર વ્હૈ દેખુ વિચાર ....૮

હટાવવું શું ? ઝગડો :
ઝગરા નિતહિ બરાઇએ, ઝગરા બુરી બલાય .
દુઃખ ઉપજે ચિંતા દહે, ઝગરા મેં ઘર જાય ....૯

ખાવું શું ? ગમ :
ગમ સમાન ભોજન નહિ, જો કોઇ ગમ કો ખાય .
અમ્બરીષ ગમ ખાઇયા, દુર્વાસા બિલલાય ....૧૦

પીવું શું ? તામસ :
તામસ પી શીતલ ભયા, ફિર કછુ રહી ન પ્યાસ .
ભૃગુમુનિ મારે લાતસો, પ્રભુ પદ ગહે જિમિ દાસ ....૧૧

રાખવું શું ? ધર્મ :
અપને અપને ધર્મ મેં, સબ દ્રઢ વ્હૈ સબ કાલ .
નિજધર્મ જુ આપને ગહે, સહજે ભયો નિહાલ ....૧૨

ત્યાગવું શું ? સર્વ કાંઈ :
ત્યાગ જુ ઐસા કીજિયે, સબ કુછ ઐકે બાર .
સબ પ્રભુકા મેરા નહિ, નિશ્ચય કિયા વિચાર ....૧૩

છોડવું શું ? અભિમાન :
છોડે જબ અભિમાન કો, સુખી ભયા તબ જીવ .
ભાવે કોઇ કછુ કહે, મેરે હિય નિજ પીવ ....૧૪

પામવું શું ? સુખ :
સુખ પાવે ગુરુ ધ્યાન તે, થીર ભયા મન મોર .
નિરખો આપા સબનમેં, કેવલ નન્દ કિશોર ....૧૫

જોવું શું ? આત્મારામ :
દેખો સબમેં રામ હૈ, એક હિ રસ ભરપૂર .
જૈસે ઉખતે સબ બના, ચીની સકકર ગૂર ....૧૬

મટાડવું શું ? ભ્રમ :
ભર્મ મિટા તબ જાનિયે, અચરજ લગે ન કોય .
યહ લીલા હૈ રામકી, નિરખો આપા ખોય ....૧૭

ઓળખવું શું ? નિજરૂપ
લખિયે અપને રૂપકો, થીર ભયા સબ અંગ .
કહન સુનન કછુ ના રહા, જ્યોં કા ત્યોં હૈ સંગ ....૧૮

સાંભળવું શું ? ગુણ
સુનિયે ગુનકી બારતા, અવગુન લીજે નાંહિ .
હંસ છીરકો ગહત હૈ, નીર ત્યાગિ સો જાહિ ....૧૯

સાધવું શું ? ઈંદ્રિયો :
સાધો ઈન્દ્રિય પ્રબલકો, જિહિતે ઉઠે ઉપાધ .
મન રાજા બહકાવતે, પાંચો બડે અસાધ ....૨૦

મારવું શું ? આશા
મારો આશા સાપિની, જિન ડસિયા સંસાર .
તાકી ઔષધિ તોષ હૈ, યહ ગુરુ મંત્ર વિચાર ....૨૧

દેવું શું ? દાન :
ભૂખો કો કુછ દીજિયે, યથાશક્તિ જો હોય .
તો ઉપર શીતલ બચન, લખૌ આતમા સોય ....૨૨

મોટું પુણ્ય શું ? ઉપકાર :
પુણ્ય બડા ઉપકાર હૈ, સબ કે ઉપર ભાખ .
જીવ દયા ચિત રાખિયે, વેદ પુરાન હૈ સાખ ....૨૩

મોટુ પાપ શું ? હિંસા :
હિંસાહી બડ પાપ હૈ, તિહિ સમાન નહિ કોય .
લેખા માંગે ધર્મ જબ,તબ સબ નૌબત હોય ....૨૪

સુવાસ શું ? યશ :
ખુશબોઇ જસકી ભલી, ફૈલ રહી ચહું ઓર .
મલયાગિરી સુગંધ હૈ, પ્રગટ સબે જગ શોર ....૨૬

દુર્ગંઘ શું ? અપયશ :
અપયશમેં દુર્ગંઘ હૈ, નીકો લગે ન કોય .
જૈસે મલકે નિકટમે, બૈઠિ સકે નહિ કોય ....૨૬

ઘરવું શું ? ધીરજ :
ધીર બુધ્ધિ તબ જાનિયે, સુમઝે સબકી રીત .
ઉનકે અવગુન આપમેં, કબહુ ન ભાવે મીત ....૨૭

ઠરાવવું ? મન :
મન ઠહરા તબ જાનિયે, અનસુજે સબે સુઝાય .
જ્યોં અંધિયારે ભવનમેં, દીપક બારિ દિખાય ....૨૮

થનાર શું ? હોનહાર :
હોની હોવે હોયસો, હોન હાર સો હોય .
રામચંદ્ર બનકો ગયે, સુખ આછત દુઃખ જોય ....૨૯

વિચારવું શું ? તત્વ :
જો યહ તત્વ વિચારિ કે, રાખે હિય મેં સોય .
સોપ્રાની સુખકો લહે, દુઃખ ન દરસે કોય ....૩૦

સવૈયા
ભાગ ભજે જબ પૂરબકો, તબ શ્રી ગુરુદેવ દયા કરિ હેરી .
જ્ઞાન કપાટ ઉઘારી દિયોતબ, મોહ નિશા દ્દગતે ગઇ ફેરી .
થોરેહિ મે સમુઝાય દિયો તબ, થીર કિયો ચંચલ ચિત મેરો .
સુઝિ પડો સબ હી ઘટ સાહિબ, છૂટિ ગયો સબ તર્ક ઘનેરો.
ઇતિ તીસા જંત્ર સંપૂર્ણ

(સંકલિત)
ગુજરાતી શબ્દાવલી, શબ્દામૃત
સંપાદક : મહંતશ્રી પ્રિતમદાસજી સાહેબ, ગુરૂશ્રી મુક્તજીવનદાસજી સાહેબ
શ્રી કબીર ગૈબીબાગ, હિમજા તલાવ પાસે, માંજલપુર, વડોદરા-૧૧

# રાષ્ટ્રીય એકતાના યુગપુરુષ

આ પુનિત ભૂમિ ભારત પર અનેક મહાન પુરુષોનો આવિર્ભાવ થયો પરંતુ જનમાનસના માનસ પટલને આંદોલિત કરી દેવાનો ઉપદેશ અને સંદેશ સદગુરુ કબીર સાહેબ સમાન કોઇ એ આપ્યો નથી.

"રામ, રહીમ, કેશવ કે મંત્રદ્રષ્ટા, સર્વ પ્રથમ સમભાવ કે સંદેશ વાહક, હિન્દુ-મુસ્લિમ, શીખ, ઈસાઇ આપસમેં સબ ભાઇ ભાઇ" ના ઉપદેશક, મહાન સમાજ સુધારક, સંત સમ્રાટ સદગુરુ કબીર સાહેબનો અવિર્ભાવ વિ.સં.૧૪૫૬ માં વારાણસી (કાશી) ના પવિત્ર લહરતારા માં થયો, તેમનું વ્યકિતત્વ ચતુર્દિક ક્ષેત્રમાં પ્રસારિત થયું. તત્કાલીન સમાજમાં ઉચ-નીચ, જાતિ-પ્રાંતિ, ઇશ્વર-અનીશ્વર, સગુણ-નિર્ગણ વગેરે રૂપમાં વ્યાપ્ત સ્વાર્થ, લોભ, મોહ જન્ય અજ્ઞાનાન્ધકાર માં જેઠ સુદી પૂર્ણિમાને દિવસે થયો. તેમના પ્રાદુર્ભાવથી સમાજમાં વ્યાપ્ત નાના પ્રકારની ઈર્ષા, દ્રેષથી ઉત્પન્ન સામાજિક બુરાઈઓ સમાપ્ત થવા લાગી, તેમનું સાદુ જીવન અને ઉચ્ચ વિચારથી માનવ માનવ એક સમાનરૂપ માનવધર્મ દેશ કાલની સીમાઓ પાર કરીને સામાજિક, સાહિત્યક, દર્શનિક જગતને સમભાવથી પ્રભાવિત કર્યુ. હિન્દી સાહિત્યના પ્રખ્યાત સમાલોચક શ્રી હજારી પ્રસાદ ત્રિવેદી સાહિત્યના શબ્દોમાં ભગવાન બુધ્ધ પછી સર્વાધિક પ્રભાવશાળી મહિમા યુક્ત વ્યક્તિત્વવાળા સંત શ્રી કબીર સાહેબ થયા. જેનો પ્રભાવ સમાજના દરેક સ્તરમાં પડયો. હિન્દી ભાષા ખાસ કરીને ભોજપુરી ભાષાની આદિજનક હતી. ડૉ. રામકુમાર વર્માના શબ્દોમાં તેઓ હિન્દી સાહિત્યના રહસ્યવાદના સંસ્થાપક મનાય છે.

"કબીર સાહિત્યકા રહસ્યવાદ" લખીને ડૉ.વર્મા તથા કબીર નામની હિન્દી અદ્વિતીય પુસ્તક લખીને આચાર્ય ત્રિવેદી હિન્દી સાહિત્ય પ્રકાશનને "ચાંદ સિતારે" બની ગયા. કબીરવાણી ના ભાવાનુંવાદ જન્ય "ગીતાંજલિ" ના પ્રસ્તૂતા વિશ્વસાહિત્ય ગગનના જાજલ્યમાન દીપમણિ કવિન્દ્ર રવીન્દ્રનાથ ટાગોર ના શબ્દોમાં માલુમ નહી ભાષા કબીર જેવા સશક્ત દર્શનિકતા રહેતા હોવા છતાં હિન્દીના મનીષીયોને સંસ્કૃત ભાષાને કેમ અપનાવી ? અને બંગાળીઓને માટે તો દાર્શનિક ભાવોને વ્યક્ત કરવાના હેતુથી સંસ્કૃત ભાષાનો સ્વીકાર કરવો વિવશ છે. પરંતુ હિન્દી ભાષ્યો માટે વિવશતા નથી, કેમ કે દર્શનિક ભાવોના સશકત પ્રવક્તા કબીર સાહેબ જેવા દાર્શનીક તથા તેમની વાણી છે. આ પ્રકારે આપણે જોઇએ તો હિન્દી સાહિત્યમાં કબીરનું સર્વોચ્ચ સ્થાન છે.

સામાજીક દ્રષ્ટિથી "સર્વજન હિતાય, સર્વજન સુખાય" ના ઉપદેશ સમાજ સુધારક સદગુરુ કબીર સાહેબે સમાજ સુધારવા જીવન પર્યત અથાક પ્રયત્ન કરેલા છે. સામાજિક બૂરાઇ માનવને અનપેક્ષિત રૂપમાં બૂરા બનાવી દે છે. એટલે સદગુરુ કબીર સાહેબે સર્વ પ્રથમ સામાજિક બૂરાઇઓને દૂર કરવાનો શંખનાદ કર્યો. તેમણે જોયું કે માનવ જાતિ-પાંતિને કારણે પરસ્પર ઈર્ષા, દ્રેષથી પૂર્ણરૂપે ગ્રસિત થઇને એક બીજાના શત્રુ બની ગયા છે. એક બીજાના રક્તના પિપાસુ બની ગયા છે. અને માનવતાનું ભયંકર કલંક માનીને કબીર સાહેબે જાતિ-પાતિનો વિસેષ સ્વરૂપે વિરોધ કર્યો. તેમના વિચારથી જન્મથી કોઇ માનવ ઉચ્ચ કે નીચ થતો નથી.

ઉંચે કુલમેં જનમિયા, કરની ઉચ્ચ ન હોય । સુવરણ કલશ સૂરા ભરા, સાધુ નિન્દે સોય ॥
મનુષ તેરા ગુણ બડા, માંસન આવે કાજ । હાડ ન હોતે આભરણ, ત્વચા ન બાજન બાજ ॥

અર્થાત્ માનવ પોતાના શુભ સામાજિક નૈતિક કાર્યોથી જ મહાન બને છે. નહીં કે કોઈ બાહ્યાંડંબર થી. તેમની દ્રષ્ટિમાં ફક્ત જન્મથી કોઇ મહાન નથી. પરંતુ જન્મથી જ સાર્વજનિક હિતકારક કાર્ય દ્વારા મહાનતા પ્રાપ્ત થાય છે. સાંપ્રદાયિક એકતાની દ્રષ્ટિથી તેમણે તત્કાલીન સંઘર્ષરત હિન્દુ-મુસ્લીમ એકતા માટે બંને સંપ્રદાયોમાં વ્યાપ્ત બુરાઇયો ને દૂર કરવાનો સતત પ્રયાસ કર્યો.

જનમત શુદ્ર મુયે પુનિ શદ્રા, કૃત્રિમ જનેઉ ડાલિક જન મુદ્રા ॥
એક બૂંદસે સૃષ્ટિ રચી હૈ, કો બ્રાહ્મણકો શૂદ્રા ॥

વર્ગભેદને કારણેકોઇ પણ વ્યક્તિ મહાન હોતો નથી. ઇશ્વર ખુદાને નામ પર વિવાદ કરવાવાળાને તેમનો સંદેશ હતો કે.

ભાઇ રે દૂઇ જગદીશ કહાંસે આયા, કહુ કૌન ભરમાયા॥
અલ્લાહ રામ કરીમા કેશવ, હરિ હજરત નામ ધરાયા॥
તેમનું કહેવું હતું કે,
ઝુઠે ગર્વ ભૂલો મન કોઇ, હિન્દુ તૂરક ઝૂઠ કુલ દોઇ॥
કહન સુનનકો દુઇ કર થાપે, એક નિમાજ એક પૂજા॥

ભારત ભૂમિમાં નિવાસ કરવાવાળા અહીંના અન્ન, જળથી પોષિત બધા જ માનવ પરમ પિતા પરમેશ્વર એવા ભારતના સંતાન છે..ભલે તેમની ઉપાસના આધારિત રહેણી, કહેણી માં ભિન્નતા હોય છતાં પણ બધા લોકોએ આપસમાં ભાતૃભાવ થી મળીને રહેવું જોઇએ. પરસ્પરિક ઇર્ષા, દ્વેષ ભાવથી હંમેશા મૂકત થઇને પ્રેમપૂર્વક રહેવું.

માનવીય પ્રથમ સોપાન છે, સામાજિક એકતા સદભાવ, વિશ્વબંધુત્વ, સત્ય, અહિંસા જ તેમનું સામાજિક બ્રહ્મ રક્ષ હતું. જેનો રાષ્ટ્રપિતા બાપુએ પણ રાષ્ટ્રીય જીવનમાં સફળ પ્રયોગ કર્યો. કબીર સાહેબ નું ધર્મચક્ર જ બાપુનો ચરખો હતો. જેનો ભાવ શરીર ઢાકવાનો તથા બેરોજગારને રોજી આપવાનો હતો, એજ ચરખાએ આગળ વધીને સુદર્શન ચક્ર બનીને વિજય પ્રાપ્ત કર્યો. કબીર સાહેબની સર્વજન સુખાયની ભાવના ના બળથી હરિજન ઉધ્ધાર તથા વિનોબાભાવે માં સર્વોદયની ભાવના જાગૃત થઇ સમાજમાં વ્યાપ્ત શોષણની ભાવનાને દૂર ભગાડવા માટે " શ્રમ એવ જાયતે " સંસ્થાપિક કરવા માટે કબીર સાહેબ કહે છે,

કહે કબીર કૂછ ઉધમ કીજે, આપ ખાયે ઔર કો દીજે।
કર બહિયા બલ આપની, છાંડ બિરાની આસ। જેહિ આંગન નદિયા બહે, સો કસ મરે પિયાસ॥

આ પ્રકારે કબીર સાહેબના વ્યક્તિગત જીવનમાં આવશ્યક પૂરુષાર્થ, ઉધમ, રાષ્ટ્રીય જીવન માનીને તે સિધ્ધાંતોને સામાજિક રાષ્ટ્રીય એકતા, અખંડિતા, સુખ-સમૃધ્ધિ અને શાંતિને મહત્વ આપ્યું.

સાંઇ ઇતના દીજીયે, જામે કુટુંબ સમાય। મૈં ભી ભૂખાના રહું સાધુના ભૂખા જાય ॥

તેમના વિચારોથી બીજાનું શોષણ કરીને પોતાની પાસે અધિક સામગ્રી રાખવી સંગ્રહખોરી છે, કેમ કે અનુચિત સંગ્રાહખોરીથી સમાજમાં ભૂખમરો, મૂલ્ય વૃધ્ધિ થાય છે. તેનાથી સમાજમાં અનાવશ્યક અશાંતિ ફેલાય છે.

આત્મ જ્ઞાન વિના નર ભટકો, કોઇ મથુરા કોઇ કાશી॥
આ સિધ્ધાંત અનુસાર આત્મજ્ઞાન વગર કોઇ પણ સંસાર સમુદ્રથી પાર થઇ શકે નહી.
નહીં મુક્તિ મિલે નિજ જ્ઞાન બિના, ઇનમેં ભાવન દૂજા।
કહન સુનન કો દુઇ કર થાપે, એક નિમાજ એક પૂજા॥

આ સિધ્ધાંત અનુસાર એક જ પરમાત્મા વિભિન્ન સંપ્રદાયોમાં વિભિન્ન નામોથી સ્વીકૃત અને ઉપાસ્ય છે. ફક્ત નામ ભેદથી પરમાત્મા જુદા-જુદા રુપોમાં માનવા આવતા નથી. આ પરમાત્મા તત્વની જાણકારી સદગુરુ ની કૃપા વગર સંભવ નથી. એટલે પરમ સત્યની પ્રાપ્તી કરવી આવશ્યક છે.

ભજિયે નિર્ગુણ રામકો, તજિયે વિષય વિકાર " તેમનો મૂળમંત્ર છે. આ પ્રમાણે સંતશિરોમણી કબીર સાહેબ રાષ્ટ્રીય અખંડતા, એકતા તથા સામાજિક શાંતિ માટે જીવનપર્યંત સંઘર્ષ કરતા રહ્યા. જેના ફળ સ્વરૂપે પરસ્પર સંઘર્ષશીલ, સંપ્રદાયો, ઉતીય પક્ષના સર્વમાન્ય ગુરુ એવં પીર મનાયા. જેનો પૂરાવો જોઇએ તો એક જ સ્થાન પર મંદિર, મસ્જિદ, રાષ્ટ્રીય, સંપ્રદાયિક અદ્વિતીય નો સફળ પ્રયાસ છે, તેઓ સર્વ માનવ કલ્યાણને માટે જ સદા કાર્ય કરતા રહ્યા.

કબીર ખડા બાજાર મૈં, સબકી માંગે ખૈર।
ના કાહુસે દોસ્તી, ના કાહુ સે બૈર॥

(સંકલન)
મહંતશ્રી છગનદાસજી સાહેબ
સદગુરુ કબીર મંદિર, જેસાવાડા

# સત્-સંગ

બંદી છોડ કબીર ભક્તિ મોહિ દીજિયે ।
બાંહિ ગહેકી લાજ ગહર મત કીજિયે ॥
કાગા બરન છુડાય હંસ બુધ્ધિ લાઇયે ।
પુરન પદકો દેવ મહાસુખ પાઇયે ॥
જો તુમ શરને આયો બચન ઇક માનિયે ।
ભૌસાગર બહે જોર સુરત નિજ રાખિયે ॥
દશો દ્વાર બિકાર નવો નારિકા બહે ।
સુરત નહીં ઠહરાય લગન કૈસે લગે ॥
જૈસે મીન સનેહ સદા જલમેં રહે ।
જલ બીન ત્યાગે પ્રાણ લગન ઐસે લગે ॥
મેરી સકલ બિકાર ભાર સિર લીજિયે ।
તુમહી મેં રહો સમાય આપન કરી લેઇયે ॥
કહે કબીર બિચારી સોઇ ટકસાર હૈ ।
હંસ ચલે સતલોક તો નામ આધાર હૈ ॥

સદગુરુ કબીર સાહેબના પરમ ગુરુમુખ શિષ્ય ધર્મદાસ સાહેબ તેમના ચરણોમાં બેઠા હતા. ગુરુ ગમ્ય માર્ગ શું છે ? તે અંગેનો ભેદ બતાવી રહ્યા હતા કે, હે ધર્મદાસ જીવને ઇન્દ્રિયોના ઘાટ (સ્તર) થી ઉપર આત્માના ઘાટે (સ્તરે) લાવવાં જોઇએ. આત્માના સ્તર પર નામનો પ્રકાશ છે. તે નામ સાથે જોડાઇને જીવ નિજરૂપ ને લખે છે. ત્યારે તેને આત્મજ્ઞાન નો સાક્ષાત્કાર થાય છે. કારણ કે તે હવે દેહ અને ઇન્દ્રિયોની પકડથી ઉપર ઉઠી જઇ ચૈતન્ય નામનો સંપર્ક પ્રાપ્ત કરે છે. અહીં ચૈતન્ય અને જડની ગાંઠ ખુલી જાય છે. ધર્મદાસ સાહેબ આ વાર્તા સાંભળી આનંદિત થઇ ગયા. તેમના હૃદયમાં પહેલી વખત ગુરુ માટે પ્રેમ ઉમટયો. નેત્રોમાં અશ્રુ ભરાઇ ગયા. ગળુ રૂંધાઇ ગયું મુખથી કોઇ શબ્દ નીકળી શકતા ન હતા. વારંવાર ચરણોમાં માથુ નમાવી સાહેબને બંદગી કરવા લાગ્યા. તેઓ કંઇ પણ સમજવાની સ્થિતિમાં ન હતા કે તેઓ સાહેબને શું કહે, કઇ રીતે કહે. તે પોતાને શક્તિ હીન કમજોર માની રહ્યા હતા. સાહેબ સમર્થ હતા અંતર્યામી હતા. ધર્મદાસજીના ભાવને સમજતા હતા. પોતાનો કરૂણામય હાથ તેમના માથા પર મૂક્યો, બસ પછી તો ધર્મદાસ રડવા લાગ્યા અને અશ્રુધારા સાથે સમર્થ સદગુરુ ને વિનંતી કરવા લાગ્યા.

બંદી છોડ કબીર ભક્તિ મોહે દીજિયે ।
બાહિ ગહેકી લાજ ગહર મત કીજિયે ॥

સત્યતો એ છે કે તે શિષ્ય ભાગ્યશાળી હોય છે જેને ગુરુની પારખ કરતા આવડી જાય અને એ પણ સત્ય છે કે જ્યાં સુધી સતગુરુ પોતેપોતાના સામર્થ્યનું જ્ઞાન ન આપે ત્યાં સુધી શિષ્ય તેમને સમજવામાં અસમર્થ રહે છે. કારણ કે, સદગુરુ વિદેહ હોય છે અને શિષ્ય દેહધારી હોય છે, અને ઇન્દ્રિય ઘાટ પર હોય છે અને મહાપુરુષ દેહ ધરાવતા હોવ છતાં દેહથી આઝાદ હોય છે. તે એટલ ઊંચા સ્તરે પહોંચી ચૂક્યા હોય છે કે, ત્યાં શિષ્યની પહોચ હોતી

નથી. કોઇ વ્યક્તિ પર્વતની ઉંચાઇ ઉભા રહેલ વ્યક્તિને કઇ રીતે જાઇ શકે છે ? જ્યારે બીજો વ્યક્તિ પણ પર્વત જેટલી જ ઉંચાઇ પર ન પહોંચે ત્યાં સુધી સંભવ નથી . ત્યારે ગુરુ વાણીમાં આવ્યું.

"એ બડ ઉચા હોવે કો, તિસ ઉચે કો જાને સૌ"

કહે છે કે ,જ્યાં સુધી તમે પણ તેટલી ઉંચાઇને નથી પહોંચતા ત્યાં સુધી તે મહાપુરુષને સમજી નહી શકો.

સમર્થ સદગુરુ જ્યારે કાશીમાં રહેતા હતા અને જીવોને કાળના દારૂણ કષ્ટથી છોડાવવા માટે તેમણે જ્યારે જ્ઞાન એ નિર્વાણી સંભળાવ્યું તો હજારો હિંદુ તથા મુસલમાન તેમની પાછળ દોડચા અને પ્રાર્થના કરવા લાગ્યા સાહેબ, અમારી અંદર પણ તે નામ પ્રગટ કરી દો. જે તમામ સૃષ્ટિનો આધાર છે. અમે તમારા શિષ્ય બનવા ઇચ્છીએ છીએ. અમને ગુરુ દીક્ષા પ્રદાન કરો. કોઇ ઉપદેશ સાંભળવું સહેલુ છે પરંતુ તેની ઉપર અમલ કરવું, આચરણ કરવું ખૂબ જ મુશ્કેલ છે. તેના માટે પહેલા સત્સંગ અને પછી ગુરુ ઉપર પૂર્ણ વિશ્વાસ મુકવો. ત્યાર બાદ જ્યાં સુધી ગુરુ ઉપર વિશ્વાસ ન હોય ત્યાં સુધી ભજન બંદગીની કમાણી નથી કરી શક્તા. આખીયે રાતો રાતો જાગીને કોણ રડશે ? સાહેબે કહ્યું કે.

"દુઃખીયા દાસ કબીર હૈ, જાગે અરૂ રોયે"॥

ગુરુ માટે અથવા નામ માટે અથવા પોતાના માલિકને પામવા માટે કોણ રડશે ?

હસિ હસિ કિન્હુ ન પાઇયા, જિન પાયા તિન રોય।
હાંસી ખેલે પિવ મિલેં, તો કૌન દુહાગન હોય ॥

વગર રડે, વગર તડપે, વગર લગને કંઇ પણ પ્રાપ્ત થશે નહિ. શું તે હજારો લોકો ને ગુરુ દિક્ષા પ્રાપ્ત કરવા માટે મારી પાછળ દોડી રહ્યા છો ? શું તે બધા રડી શકશે ? રડવા તત્પર છે ? શું તેમને પોતાના ગુરુ પર પૂર્ણ વિશ્વાસ છે ? આ પ્રશ્ન સમર્થ સદગુરુ સમક્ષ હતો. કારણ કે તેમનું કહેવું હતું કે જેની અંદર જેના અંતરમાં માલિક નો ભય અને હાર્દિક પ્રેમ નથી તે ક્યારેય પરમ પદનો અધિકારી નથી. પછી તેમણે વિચિત્ર લીલા કરી. એક વેશ્યાને સાથે લઇ કાશીના બજારમાં ફરવા લાગ્યા. પછી તો લોકો ગાળો આપવા લાગ્યા પાખંડી, નીચ, દુરાચારી, વ્યભિચારી વગેરે વગેરે. ક્યાં હજારો લોકો સતગુરુ પાસે દીક્ષા મેળવવા તેમની પાછળ દોડતા હતા પરંતુ હવે તે જ સમર્થ સતગુરુ ને નીચ અને પાખંડી કહેવા લાગ્યા, શું આમાં લોકો નો વાંક નથી હતો ? ના નહી તેઓ તે તમામ સાહેબને દેહના ઘાટથી જોઇ રહ્યા હતા માટે તેઓ તેમને પાખંડી, નીચ, વ્યભિચારી કહેવા લાગ્યા. હજારો લોકોથી ફક્ત સાત (૭) જ વ્યક્તિ એવા બાકી રહ્યા જેમણે ઉકત બાબતે કંઇક રહસ્ય જણાયું. તેઓ જાણતા હતા કે, સમર્થ સતગુરુ શબ્દ રૂપ છે તેઓ દેહ રૂપ નથી. તેઓ ઇન્દ્રિયોના ઘાટથી ઉપરના ઘાટે પહોંચી ગયા હોઇ વેશ્યા સાથે તેમનો સંપર્ક કઇ રીતે શક્ય છે ? તેતો નામના ઘાટ પર રમણ કરનારા છે.

જહાં કામ તહાં નામ નહીં, જહાં નામ નહીં કામ।
કહે કબીર દોઉ ન મિલે, રવિ રજની ઇક ઠામ ॥

ક્યાં "નામ" નો ઘાટ અને ક્યાં "કામ" વાસનાનો ઘાટ. કારણ કે, આપણે મહાપુરુષોને દેહના ઘાટે જોઇએ છીએ માટે તેઓ આપણને સામાન્ય વ્યક્તિ જેવા દેખાય છે. આપણે દેહનો ઘાટ ત્યજી અંતર્મુખી બન્યા નથી કે નામની સાથે જોડાયા પણ નથી. તો પછી કઇ રીતે તેમની મહિમાને જાણીશું ? સદગુરુ ફક્ત બહારથી દેહધારી દેખાય છે. પરંતુ અંતરમાં તો તે તેજપુંજ પ્રકાશમય વિદેહ દેહ ધારણ કરી પોતાના શિષ્યની દેખભાળ કરે છે. ગોસ્વામી ગરીબદાસજી જ્યારે અંતર્મુખી થયા. ઇન્દ્રિયોના ઘાટ થી ઉપર ઊઠ્યા તો તેમને સદગુરુ કબીર સાહેબ અંતરમાં પ્રગટ થઇ દર્શન આપ્યા જે અંગે તેઓ આ મુજબ વર્ણન કરે છે.

પ્રચટન પર લોક હૈ જહાં અદલી સદગુરુ સાર।

ભક્તિ હેત સે ઉતરે પાયા હમ દીદાર ॥
ઐસા સદગુરુ હમ મિલિયા સુન્ન વિદેશી આપ ।
રૂમ રૂમ પ્રકાશ હૈ દીના અજપા જાપ ॥
ઐસા સદગુરુ હમ મિલિયા સિંધ સુર્તકી શૈન ।
ઉર અંતર પ્રકાશિયા અજલ સુનાયે બૈન ॥
ઐસા સદગુરુ હમ મિલિયા સુર્ત સિંધુ કો શૈલ ।
બજ્જ પૌન પટ ખોલ કર લે ગયા ભીની ગૈલ ॥
ગરીબ ઐસા સતગુરુ હમ મિલિયા સુર્ત સિંધુ કે તીર ।
સબ સન્તન સિરતાજ હૈ સદગુરુ અદલ કબીર ॥
ઐસા સતગુરુ હમ મિલિયા સુર્ત સિંધુ કે માહિ ।
શબ્દ સ્વરૂપી અંગ હૈ પિંડ પ્રાણ નહીં છાંહિ ॥

શબ્દરૂપ સતગુરુ સુર્ત સિંધુના તીરે મળે છે જ્યારે સુર્ત ઈન્દ્રિય ઘાટ છોડીને પોતાના ઘાટ પર જાય છે ત્યાં સતગુરુની મહિમા તથા સમર્થતાનો પરિચય પ્રાપ્ત તાય છે. પરંતુ કાશીના લોકો એ સદગુરુ કબીર સાહેબ ને દેહ અને ઈન્દ્રિયોના ઘાટ પર જોયા. તો તેઓએ કબીર સાહેબને દુરાચારી કપટી અને નીચ કહ્યા. પરંતુ તે જ કબીર સાહેબને ગોસ્વામી ગરીબદાસજી ઈન્દ્રિય ઘાટથી ઉપર આવાજ સુર્ત ઘાટ પર જોયા. તો તે શબ્દરૂપમાં દેખાયા જેના પિંડ પ્રાણ ન હતા. જે તેજ પ્રકાશનો સમૂહ રાશિ હતો. વિદેહ હતા. આમ દ્રષ્ટિકોણ માં ફેરફાર થવાથી દ્રશ્ય પણ બદલાઇ જાય છે. જે ઉચાઇના સ્તરે થી વસ્તુ વ્યક્તિ જોવામાં આવે તે પ્રમાણે દેખાય.

ધર્મદાસ સાહેબ પણ સદગુરુ ના સત્સંગમાં સમજી ગયા હતા કે, જે વ્યક્તિ મારી સામે બેઠા છે તે કોઇ સાધારણ દેહધારી માનવ જોતા માં ભલે ન સાધારણ સામાન્ય મનુષ્ય જેવા દેખાય છે, પરંતુ તેના ચહેરા ઉપર નૂર હતું, પ્રકાશ હતો તે ઉપરાંત તેની દેહ, માંસ મળમૂત્ર ની ન હતી. પરંતુ જ્યારે વધુ સુમીપ નજીક ગયા તો જાણ્યું કે, ખરેખર તે કોણ હતા . કબીર સાહેબે તેમની પ્રથમ ભેટ માં કહ્યું હતું કે,

નિરખ પરખ કર દેખ, નહી હમારી કાયા ।
શબ્દ સ્વરૂપી અંગ નહી કછું મોહ ઔર માયા ॥
હમ ઉતરે તુજ કાજ સુન્ન સે કિયા પયાના ।
કહે જિન્દા જગદિશ નહી તુમ હમકો જાના ।
શબ્દ સ્વરૂપી દેહ મમ જ્યોં બાદલ નભ બીચ ॥
જબ ચાહુ તબ પ્રકટ કરૂ જબ ચાહુ લૂ ખીંચ ॥

(ક્રમશઃ)

(સુર્ત - શબ્દ માર્ગ)
મહંતશ્રી પંકજદાસજી સાહેબ
કબીર સાધના મંદિર, જી.આઇ.ડી.સી. રોડ,
માંજલપુર - વડોદરા - ૧૧




# ભક્તિભાવ

બડા હુ તો ક્યા હુઆ,
જૈસે પેડ ખજૂર,
પંથી કો છાયા નહી,
ફલ લાગે અતિ દૂર. કબીર

કેટલીક વ્યક્તિઓ ઉચા હોદા પર, ઉચા આસન પર હોય, પણ એ કોઇને ઉપયોગથી થઇ શક્તા નથી. એમની ઉચાઇ એમનું "મોટા" હોવું કબીર સાહેબે કહ્યું છે તેમ તાડ કે ખજૂરના વૃક્ષ જેવું હોય છે. મોટાપણું આદરણીય હોય છે. અનાયાસ જ એની સામે ઝૂકી જવાતું હોય છે, પણ અહમથી પરિવેષ્ટિત "મોટપણું" જે અત્યારે ઘણુ ખરું જોવા મળે છે. નાનકડી સિધ્ધિથી છલકાઇ જવું એમાં મોટાપણું નથી, પણ ઓછાપણું છે. પદ, પૈસા અને જ્ઞાનથી જે અહમ વધે તો વ્યક્તિનું માણસ તરીકે નું કદ-ભલે તે સમાજમાં "મોટા" કહેવાતા હોય તો પણ ઘટે છે. આનાથી ઉલટું, પૈસા અને પદ વગરના અનેક માણસો એવા હોય છે જે પોતાની મર્યાદાઓ સાથે માનવતાની જ્યોત પ્રગટાવતા જઇ, એ સમાજમાં "નાના" ગણાતા હોય તો પણ મોટા બની જાય છે. ઉમાશંકર જોશી એ કહ્યું છે : મોટાઓની અલ્પતા જોઇ થાક્યો, નાનાની મોટાઇ જોઇ જીવું છે.

રામકૃષ્ણ પરમહંસ પાસે બે જણ વિવાદ કરતા આવ્યા, બંને જણ એકબીજાને કહેતા હતા, "હું મોટો - હું મોટો" એમણે રામકૃષ્ણને પૂછયું "અમારા બંને માં મોટું કોણ?" રામકૃષ્ણ બોલ્યા "મોટો એ છે જે બીજાને મોટો સમજે" પછી પણ વિવાદ ચાલુ રહ્યો, પણ જુદી રીતે બંને એક બીજાને કહેવા લાગ્યા." "તું મોટો તું મોટો"

અહંકાર ચોમાસામાં ઉગી નીકળતા ઘાસ જેવો હઠીલો હોય છે એને વારંવાર ઉખેડી નાખો, વાઢી નાખો તો પણ ઉગી નીકળે ! સાચા મોટા માણસોની ખાસિયત હોય છે, કે એ લોકો પાસે આપણે હોઇએ, ત્યારે ? એ આપણા જેવા જ બની જતા હોય છે, એમના વ્યક્તિત્વનો સહેજ પણ ભાર જણાતો નથી. એ સૌની સાથે એટલી સહજતાથી ભળી જાય છે કે સૌને પોતાના લાગે. મહાત્મા ગાંધીનું વ્યક્તિત્વ એટલું સરળ હતું કે સૌને એમનું સાનિધ્ય પ્રિય લાગતું ને એમાં જ એ કેટલા વિરાટ છે તે પ્રગટ થતું. ગાંધીજી પોતાનો વિચાર કર્યા વગર રાષ્ટ્રની મુક્તિ માટે કામ કરતા રહ્યા.

આ લેખની સમાપ્તિ પણ કબીરની સાખીથી જ કરું,

"બડે બડાઇ ના કૈરે, બડા ન બોલે બોલ,
હીરા મુખ સે ના કહૈ, લાખ હમારા મોલ."

(ધર્મલોક)

ચંદ્રસિંહ માનસિંહ બારીયા
મુ. તાજપુરી, તા. મોરવા(હ)
જી. પંચમહાલ, મો. ૯૪૨૬૪૨૯૭૪૫




# તત્વાનુરાગીનાં લક્ષણો

ધર્મ યેહ અનુરાગી બાની । તુમ તત દેખ કહું બિલછાની ॥

સદ્ગુરુ કબીર સાહેબ કહે છે કે હે ધર્મદાસ ! આ અનુરાગી ની મધુરવાણી મેં તમને પરમ જિજ્ઞાસુ જોઇને પુર્ણ રીતે અર્થાત શુધ્ધ નિર્ણય કરીને કહી છે

॥ ચોપાઇ ॥

ઐસે જો નામહિ લૌ લાવે । કુલ પરિવાર સભી બિસરાવે ॥

નારી સુતકો મોહ ન આને । જીવન જનમ સપન કરિ જાને ॥

આવા જે કલ્યાણાર્થી સદ્ગુરુ પરમાત્મા સાચા અનુરાગી છે તે તેના સત્યનામથી સાચી લગન લગાવી કુળ-પરિવાર પુત્ર, સ્ત્રી વગેરેનો મોહ મનમાં કદાપિ ન આવવા દે અને જન્મ તથા મૃત્યુ સુધી સંપૂર્ણ જીવનને સ્વપ્ન સમાન સમજે અર્થાત્ સંસાર જાણીને એની આસક્તિમાં ન પડે.

॥ ચોપાઇ ॥

જગમેં જીવન થોરો ભાઇ । અંત સમય સો નાહિ સહાઇ ॥

બહુત પિયારી નારી જગ માહી । માતૃ પિતાહું જાહિ સમ નાહી ॥

હે ભાઇ ! આ જગતમાં જીવન ઘણું જ થોડુ છે અને અંતમાં મૃત્યુ સમયે કોઇ સહાયક હોતા નથી. એટલે વ્યર્થ આશા - તૃષ્ણા માં પડવું ન જોઇએ. અંતમાં બધા જ સાથ છોડી દે છે અને આ જીવ એકલો પોતાની કરણી અનુસાર ગતિ પ્રાપ્ત કરે છે. આ સંસારમાં ઘણું કરી ને લોકોને સ્ત્રી ઘણી પ્યારી લાગે છે. જન્મ આપનાર તથા પાલન-પોષણ કરનાર માતા પિતા પણ તેની સમાન પ્યારા લાગતા નથી.

॥ ચોપાઇ ॥

તિહિ કારણ નર સીસ જુ દેહી । અંત સમય સો નાહિ સનેહી ॥

નિજ સ્વારથ કહં રોદન કરઇ । તરત હિ નૈહર કો ચિત ધરઇ ॥

જે સ્ત્રી માટે તેનો પતિ જો પોતાનું શીશ પણ કાપી દે તો પણ તે જીવનના અંત સમયમાં પ્રેમ કરવા માટે સહાયક સિધ્ધ નથી હોતી. તે પોતાના સ્વાર્થ માટે રડવા નો અવાજ કરે છે. સ્વાર્થ પૂરો થતાં તરત જ પોતાના પિયરમાં માતા-પિતાની પાસે જવા ચિત લગાવી દે છે. અર્થાત્ પતિને ભૂલીને પિયર નું સ્મરણ કરે છે.

॥ ચોપાઇ ॥

સુત પરિજન ધન સપન સનેહી । સત્યનામ ગહુ નિજમતિ એહી ॥

નિજ તનુ મમ પ્રિય ઓરન આના । સો તન સંગ ન ચલત નિદાના ॥

આ પુત્ર, પરિવાર ના લોકો તથા ધન વગેરે બધુ જ સ્વપ્ન ના પ્રેમી જેવા જોવાય છે. અંતમાં બધા જ ખોવાઇ જશે. એટલે એવી સ્થિતિ માં મારી સંમતિ છે કે, સદ્ગુરુ પરમાત્માના સત્યનામ-જ્ઞાનને ગ્રહણ કરો જે સાર છે તથા પરલોકમાં સદા સહાયક છે. આ સંસારમાં પોતાના શરીર સમાન કોઇ પ્રિય નથી છતાં ઘણા અંત સમયે શરીર પણ છૂટી જાય છે. (મરણ થાય છે.)





(અનુરાગ સાગર)
મહંતશ્રી સેવાદાસજી સાહેબ
શ્રી કબીર મંદિર, વાસિયા

# હરિ નામથી વિશ્રામ અને જાગૃતિ

ગાંધીબાપુને પૂછવામાં આવ્યું કે આપને રામનામમાં આટલી બધી શ્રધ્ધા છે અને આપ સત્ય જ બોલો છો તો રામનામમાં શ્રધ્ધા નાં કારણ કહો. ગાંધીએ કહ્યું ત્રણ કારણ છે એક, રામનામ ભયંકરમાં ભયંકર સ્થિતિમાંથી બહાર કાઢી લે છે. કોઇ પણ સમસ્યા એવી સ્થિતિ પર પહોંચી હોય કે હવે કોઇ ઉપાય જ નથી, એવે વખતે રામનામે મને મદદ કરી છે. હવે જઇએ અરુણાચલ, જ્યાં મહર્ષિ રમણ બેઠા છે. રમણને પૂછવામાં આવ્યું તો રમણ કહે છે મારી જેમ શાંત, મૌન અને એકાંતમાં બેસવું. જે સમસ્યામાંથી પચાસ વર્ષે પણ તમે બહાર નથી આવ્યા એનો નિકાલ પચાસ મિનિટમાં થઇ જશે. આ રમણના શબ્દો છે. ત્રણ વસ્તુ શાંત, એકાંત અને મૌન. ત્રીજી વાત ભગવાન ચૈતન્ય ગૌરાંગની એમને પૂછવામાં આવ્યું કે, આપના પર કોઇ મુશ્કેલી તો આવી હશે ને ? એમને કહ્યું માણસ છીએ તો મુશ્કેલી તો આવશે. પૂછયું એનો ઉપાય ? તો બોલ્યા, એક માત્ર ઉપાય નર્તન, તમે નૃત્ય કરો. તમે ગાઓ " હરિબોલ " તમે ધીરે ધીરે સમસ્યાઓમાંથી મુક્ત થઇ જશો.

આ બ્રહ્મપુરુષની વાત હું કરી રહ્યો છું, પરંતુ આપણા અનુભવનું સત્ય તો ત્યારે જ બનશે જ્યારે આપણે એવું કરીશું, હું નથી ઇચ્છતો કે મુશ્કેલી આવે ત્યારે કરીએ. પહેલા તો મુશ્કેલી જ ન આવે એવું ઇચ્છીએ, પરંતુ મુશ્કેલી તો આવશે, દુનિયા છે, જગત છે, બહારથી મુશ્કેલી નથી આવતી તો આપણે ખુદ ઉભી કરીએ છીએ ! ચૈતન્ય કહે છે, તમારા પર કોઇ મુશ્કેલી આવી હોય અને તમે એનાથી મુક્ત થવા ઇચ્છતા હો, તો ખોટા પરેશાન ન થાવ, તમે નૃત્ય કરો; હરિનામ લો.

આપણે પહેલે થી જ દરવાજા બંધ કરી દીધા કે રામ-રામમાં શું છે ? ગાંધીજી મુર્ખ નહોતા; બેરિસ્ટર હતા, સાઉથ આફ્રિકામાં એમની પ્રેક્ટસ ચાલી રહી હતી. ત્યારે બહુ મોટી પ્રેક્ટિસ ચાલતી હતી એ વખતે એમણે આ માર્ગ પસંદ કર્યો. જગતને મુક્તિ અપાવવા માટે બધું છોડી દીધું, પરંતુ એની પાછળ રામનામનું બળ છે. હરિનામથી વિશ્રામ અને જાગૃતિની પ્રાપ્તિ થાય છે. એટલા માટે તુલસીએ હનુમાનજીની વંદના કરી, ત્યાર બાદ " રામચરિતમાનસ " માં રામનામની વંદના કરી. આખા પ્રકરણમાં રામનામની વંદના છે.

બંદઉ નામ રામ રઘુબર કો.
હેતુ કૃસાનુ ભાનુ હિમ કર કો.

તુલસી કહે છે, રામનામનાં પહેલા ર-અ-મ એ ત્રણેય વર્ણમાં " ર " કાર એ અગ્નિતત્વ છે, " અ " કાર એ સૂર્યતત્વ છે અને " મ " કાર ચંદ્રતત્વ છે. અગ્નિ કચરાને બાળી નાખે છે, સૂર્ય અંધકારને ભગાડી દે છે, ચંદ્ર શીતળ ચાંદનીમાં આપણને વિશ્રામ આપે છે. ગોસ્વામીજીનું નામનું વિજ્ઞાન એવું છે કે રામનામ લેવાથી માણસના ભીતરનો અગ્નિ પેદા થાય છે, રામનામ એટલે પરમનું નામ. મારો આગ્રહ નથી કે રામનામ જ. હું મારા રામને સીમિત કરવા નથી માગતો. કૃષ્ણનામ, દુર્ગાનામ, શિવનામ, તમે જે ઇચ્છો તે લઇ શકો છો. પરંતુ " ર "કાર અગ્નિ તત્વ હોવાના કારણે કચરાને બાળી નાખે છે, " અ " કાર એ સૂર્યતત્વ છે . એ અંધારાને દૂર કરે છે. " મ " કાર ચંદ્ર

તત્વ છે. એટલે એ વિશ્રામ આપે છે. શીતળતા આપે છે.

તુલસી દર્શનમાં રામનામને પ્રણવના પર્યાય તરીકે પણ સ્વીકારાયું છે. કોઇ ન સ્વીકારે તો એ એની મોજ છે. પ્રણવ પર્યાય એટલે કે ૐકાર. રામનામ વેદનો પ્રાણ છે. જો રામ ન હોય તો વેદ નથી રહેતા. જેવી રીતે ઉર્જાનું નામ રામ છે. પરમતત્વનું નામ રામ છે. એ નામની વંદના હું કરું છું. નામનો મહિમા ગજબ છે. હું વારંવાર બોલું છું ગુરુ કૃપાથી બોલતો રહીશ. પરંતુ કેન્દ્રમાં હરિનામ છે. હરિનામ સિવાય મારા માટે બીજો કોઇ ઉપાય નથી, મારું જે કાંઇ છે એ નામનો પ્રતાપ છે. હરિનામ સિવાય મારી કોઇ સંપદા નથી. પ્રભુનું નામ જેમાં તમારી શ્રધ્ધા હોય શું ફરક પડે છે? રામનામનો મહિમા છે. રામે જે ત્રેતાયુતમાં કર્યું એ રામનામ કળિયુગમાં કરી શકે છે. આપણે એ નામનો આશ્રય કરીએ. મને લોકો પૂછે છે, માળા રાખીએ તો નિરંતર માળા જપવી જોઇએ ? જરૂરી નથી. અંદર જ્યારે ઇર્ષ્યા અને દ્વેષ પેદા થવા લાગે ત્યારે માળા કરો. મને લોકો કહે છે, બાપુ માળા કરૂ છું, નામ વધારે બોલું છું મણકા ધીમા થઇ જાય છે. એ સારી વાત છે એમાં શું બગડી ગયું ? ગોસ્વામીએ બહુ સ્પષ્ટ બતાવ્યું છે, સતયુગમાં લોકો ધ્યાન કરતા હતા. ત્રેતાયુગમાં એ જ પરમ અનુભવ યજ્ઞોથી થતો હતો. દ્વાપરમાં એ પરમ અનુભવ પુજા-અર્ચનાથી થતો . કળિયુગમાં એ અનુભવ કેવળ ધ્યાન ન કરવું, જેને ધ્યાન લાગતું હોય એ કરે. જરૂર ધ્યાન કરે, પરંતુ કળીયુગમાંએ બધુ ન થઇ શકે તો રામનામ પર્યાપ્ત છે. ગોસ્વામીજી કહે છે, એનો મહિમા હું ક્યાં સુધી ગાઉ ? રામ ખુદ ગાય, તો પણ બરાબર નથી,ગાઇ શકતા. પ્રભુનું નામ મહાન છે. કળિયુગમાં નથી આપણા કર્મ બરાબર, નથી ધ્યાન બરાબર કે નથી આપણો ભક્તિયોગ બરાબર કેવળ પ્રભુ નામ બરાબર છે.

"માનસ" માં રામનામ પ્રકરણ છે. એમાં એટલી બધી છૂટ આપવામાં આવી કે ભાવથી લો, અભાવથી લો આળસમાં લો, ખુશીમાં લો, નામથી બધી દિશાઓ મંગલ થઇ જાય છે. મધુસૂદન સરસ્વતીએ જે સૂત્રપાત કર્યો હતો એને આધારે મારી માંગ તો માત્ર એટલી જ છે , યુવાન ભાઇ-બહેનો ને સ્કૂલ-કોલેજ જવાનું છે , પોતાનું કાર્ય કરવાનું છે, પરંતુ જ્યારે કોઇ કામ બાકી ન રહ્યું હોય ટી.વી. પર બધી ચેનલ જોઇ લીધી હોય, અને છતાં પણ ઊંઘ ન આવી રહી હોય તો શું કરવું ? તો એ વખતે બે-પાંચ મિનિટ પણ માણસ પોતાના ઇષ્ટ નુંનામ લે એ બહુ મોટી સાધના છે. ઉપાસના છે. મધુસુદન સરસ્વતી કહે છે એ કાળને વ્યર્થ ન ગુમાવવો, અને હાથમાંથી જવા ન દેવો. તો પ્રભુનું નામ બહુ મહિમાવંત છે.

કબીરા કુઆ એક હૈ, પનિહારી અનેક ।
બર્તન સબ ન્યારે ભયે, પાની સબમેં એક ॥

પરંતુ તથાકથિત ધર્માવલંબી ઓએ પોતપોતાના આગ્રહ ને કારણે ઘણી દીવાલો પેદા કરી છે કે આ જ નામ લો ! આ જ સાચો મંત્ર છે ! નહીં, નહીં ! એવું કહેનારાઓ ઉપર દયા આવે છે. વિનોબાજીએ પણ રામનામ પર નાની એવી પુસ્તીકા લખી છે. પ્રભુના નામનો અદભૂત મહિમા છે. ટૂંકમાં પોતાનો વ્યવહાર નિભાવતા જેટલો સમય મળે એટલો વિશ્વાસપૂર્વક હરિનામ લેવું. બસ નથી કપડા બદલવાની જરૂર, નથી સ્થળાંતર કરવાની જરૂર, યુવાન ભાઇ-બહેનોને જ્યારે હું નામની વાત કરું છું ત્યારે તેઓ એ સાવધાની પણ રાખે કે પોતાનું કર્તવ્ય ન ચુકે, જાગૃતિ જરૂરી છે. પ્રભુના નામની સાથે વ્યવહાર પણ નિભાવવો અને વિશ્વાસથી નામ લેવું.




(માનસ દર્શન)
સુનીલકુમાર સોલંકી
લીમડી

# અદ્‌ભુત સખ્ય - પ્રેમ

શ્રીકૃષ્ણ અર્જુનના આત્મા છે અને અર્જુન શ્રીકૃષ્ણના આત્મા છે. અર્જુન શ્રીકૃષ્ણ જે કંઇ કરવાનું કહે છે, શ્રીકૃષ્ણ નિ:શંકપણે તે જ બધુ કરે છે. શ્રીકૃષ્ણ અર્જુન માટે દિવ્ય લોકનો ત્યાગ કરી શકે છે, અને અર્જુન પણ શ્રીકૃષ્ણ માટે પ્રાણ પરિત્યાગ કરી શકે છે.

આ ઉદગાર કૌરવરાજ દુર્યોધનના છે જે તેણે પાન્ડવોનો રાજસૂર્ય યજ્ઞનું વર્ણન કરતી વખતે તેના પિતા મહારાજ ધૃતરાષ્ટ્ર સમક્ષ પ્રગટ કર્યા હતા. આમાં ભગવાન શ્રીકૃષ્ણ અને અર્જુનની મૈત્રી અજોડ છે. આહાર-વિહાર માં સાથે રહેવું એકમેકના પ્રાણની રક્ષાની પ્રતિજ્ઞાનાં નિત્ય પ્રતિબદ્ધ રહેવું, સુખ દુ:ખના પ્રસંગોમાં હાજર રહેવું, મિત્રના હિતને જ પોતાનું હિત સમજવું, મિત્રને વિપતિથી બચાવવા પહેલેથી સાવધ અને પ્રવૃત રહેવું, મિત્રનું માન વધારવું. મિત્રની નાનામાં નાની સેવા કરવામાં આનંદ મનાવવો, મિત્રના દોષ છુપાવીને એના ગુણ પ્રગટ કરવા, મિત્રને દોષથી મુક્ત કરવો, પોતાની ઉત્તમ માં ઉત્તમ વસ્તુ એને આપવી અને એને પણ ઉત્તમ સ્થિતિએ પહોંચાડવા પ્રયત્ન કરવા. આ બધી બાબતો શ્રીકૃષ્ણના સખ્ય-પ્રેમમાં દ્રશ્યમાન થાય છે. વૃંદાવનના બાળ મિત્ર, દરિદ્ર બ્રાહ્મણ મિત્ર સુદામા અને જ્ઞાની મિત્ર ઉદ્ધવ એ બધા સાથે ભગવાને અદ્‌ભૂત સખ્ય ભાવ પ્રગટ કર્યો છે. તે તો અજોડ છે , એટલે જ શ્રી કૃષ્ણને અર્જુનનો આત્મા દર્શાવ્યા છે.

મહાભારત ના યુધ્ધમાં અભિમન્યુનું મરણ થયું ત્યારે અર્જુને જયદ્રથનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. " આવતી કાલે સૂર્યાસ્ત પહેલા હું જયદ્રથને મારું નહી તો દુનિયાના મહા પાપ મને લાગે અને હું અગ્નિમાં પડીને મરી આત્મહત્યા કરી નાખીશ. "

એટલે બીજા દિવસે તમામ છયે મહારથી જયદ્રથ રક્ષણ કરવા એની આગળ મોટી સેનાની ફોજ લઇને ઊભા રહી ગયા હતા. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને આ વખતે કહ્યું " મારી સંમતિ લીધા વગર તે આવી વિકટ પ્રતિજ્ઞા કેમ કરી લીધી " ત્યારે અર્જુને કહ્યું હતું " હે ભગવાન !તમારી કૃપાથી મને યુધ્ધમાં કઇ વસ્તુ અપ્રાપ્ય છે ? મને મહારથીઓની કોઇ ચિંતા નથી. હું બધાને જીતી લઇશ. "

બીજા દિવસેઘોર યુધ્ધ થયું. શૂરવીરોને મારી સમુદ્ર જેવા કૌરવ સૈન્યને ઓળંગી છ મહારથીઓને હરાવી જયદ્રથ સુધી પહોંચવાનું અર્જુનને માટે સંભવ ન બન્યું. સૂર્યાસ્ત થઇ જાય તો પ્રતિજ્ઞા ભંગ થઇ જાય એટલે ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનની રક્ષા કરવા યુક્તિ કરી. યોગેશ્વર ભગવાન શ્રીકૃષ્ણે પોતાની યોગશક્તિથી સૂર્યને ઢાંકી દીધો અને તેનાથી અંધકાર છવાઇ ગયો. બધાને લાગ્યું કે, સૂર્યાસ્ત થઇ ગયો. જયદ્રથ ગાફેલ થઇ ગયો. અર્જુનની નજીક આવી ગયો અને આકાશ તરફ જોવા લાગ્યો. ભગવાને અર્જુનને જયદ્રથ પર બાણ વર્ષાવી મારી નાખવા આદેશ કર્યો. યોગમાયાથી અંધકાર દૂર કરી દીધો આકાશ માં સૂર્ય ફરી દેખાવા લાગ્યો. તે આથમી જાય તે પહેલા જયદ્રથ વધ કરવા ભગવાને અર્જુનને કહ્યું " હે પ્રાણ પ્રિય અર્જુન ! જલ્દી જયદ્રથનો વધ કરી નાખ પણ ધ્યાન રાખજે એનું મસ્તક જમીન પર પડે નહી. એને પિતા વરદાન માંગેલું છે કે જે કોઇ વ્યક્તિ એના પુત્ર જયદ્રથ નું માથું નીચે જમીન પર પાડશે એના માથાના ટુકડા જઈ જશે.

એટલે અર્જુન ભગવાન શ્રીકૃષ્ણના માર્ગદર્શન મુજબ તેમણે દર્શાવ્યું તેમ જયદ્રથનું બાણથી કાપીને એને ઉપરને ઉપર આકાશમાં ઉડાવીને એના પિતા વૃદ્ધક્ષત્રના ખોળામાં પાડયું. એના વૃદ્ધ પિતા એકદમ ઉભા થવા ગયા એમાં એ માથું એમના ખોળામાંથી જમીન પર પડી ગયું. તે સાથે તેમના વરદાનથી તેમના પોતાના માથાના સો ટુકડા થઇ ગયા અને મરણ થઇ ગયું.

આમ, ભગવાન શ્રીકૃષ્ણે આવા અનેક પ્રસંગો એ અર્જુનના મિત્ર, માર્ગદર્શક અને તત્વચિંતક બની એવું રક્ષણ કર્યુ હતુ.

ભારતસિંહ ચૌહાણ, શ્રીકૃષ્ણ પ્રણામી મંદિર, ગડોઇ તા. દાહોદ

# લઘુકથા

૧ **બીજાની બુરાઇઓ**

એક મહાત્મા પાસે એવી દિવ્યશક્તિ હતી કે એ સામેવાળાની ઇચ્છા પૂરી કરી શકે. જોકે કોઇની ઇચ્છા ફળીભૂત કરવાની સાથે સર્વેનું હિત એના થી થાય છે કે નહી એની એ હંમેશા તકેદારી રાખે.

એક વખત એક વ્યક્તિ આવીને કહે છે : હે મહારાજ, જગતમાં બધે જ દુ:ખ દેખાય છે બસ, મને કંઇક વરદાન આપો કે જેથીહું સુખી થઇ જાઉ.

મહાત્મા કહે : વત્સ, આ બે થેલી હું તને આપું છું . પહેલી થેલીમાં તારા પડોશી ની બૂરાઇઓ ભરેલી છે એને તું હંમેશા તારી પીઠ પર રાખજે ને એને કદીએ ખોલતો નહી અને આ થેલીમાં તારી બૂરાઇઓ ભરેલી છે. એને હંમેશા તારી સામે રાખજે ને થોડા અંતરે એને ખોલીને જોતો રહેજે. આમ કરવાથી તારા જીવનમાં સુખ વ્યાપી જશે.

પેલો માણસ તો બંન્ને થેલી લઇને જતો રહ્યો, પણ ઉઠાવતી વખતે થેલીઓ બદલાઇ ગઇ. પોતાની બુરાઇઓ વાળી થેલી એણે પીઠ પર નાખી દીધી ને પડોશીની બૂરાઇઓ વાળી થેલી પોતાની સામે રાખી દીધી.

પછી તો એ સામે રાખેલી થેલી વારંવાર જોવા લાગ્યો, દર વખતે પડોશીની કોઇને કોઇ બૂરાઇ એને નજરે ચડતી આથી પડોશીના ઘરનો કચરો ઉડીને ક્યારેક પોતાના આંગણામાં આવી જાય તો પણ એની સાથે તકરાર કરવા લાગતો. નાની-મોટી વાતમાં એને તો બસ, પડોશીનો વાંક જ દેખાય. એના લીધે ઝગડો થાય, આમ એ માણસ તો દુ:ખી થઇ ગયો.

એક દિવસ મહાત્મા ફરી એ ગામમાં પધાર્યા પેલા માણસે પોતાની મુશ્કેલી જણાવી મહાત્માએ ધ્યાન દોર્યું કે થેલીની અદલાબદલી થઇ ગઇ હતી.

પેલાએ પોતાની ભૂલ સુધારી દીધી હવે એ પડોશી ની ભૂલ પ્રત્યે પણ શાંત રહેવા લાગ્યો ને જીવન સુખેથી પસાર થવા લાગ્યું.

સારાંશ એ કે બીજાની બૂરાઇ જોવાથી મન અશાંત થઇ જાય છે. પોતાની અપૂર્ણતાનો સ્વીકાર કરી લઇએ તો બીજાની ઉણપો સરળતાથી સ્વીકારવા માંડીશું. પરિણામે જીવનમાં સુખ-શાંતિ વ્યાપી જશે.

૨ **ખરાબ બાબતોને ભૂલો**

લાઇફ સ્કિલ એટલે કે જીવન કૌશલ્યનો પાઠ સરળ પણ સચોટ રીતે શીખીએ એ માટે એક ટીચરે ક્લાસનાં બાળકોને એક પ્રયોગ કરવાની સૂચના આપતા કહ્યું :

આવતી કાલે સ્કૂલે આવો ત્યારે પ્લાસ્ટિક બેગમાં થોડા બટેટાં લેતા આવજો. દરેક બટેટા ને તમને જેમના ઉપર ખૂબ જ દાઝ હોય એનું નામ આપવાનું છે. તમારા મનમાં જેટલાં લોકો માટે ચીડ હોય એટલી સંખ્યામાં બટેટાં હોવા જોઇએ..

બીજા દિવસે બધા બાળકો બટેટાં લાવ્યા, કોઇ બે લાવ્યું તો કોઇ ચાર, તો વળી કોઇ સાત-આઠ પણ લાવ્યા.

ટીચરે હવે એમને બીજી સુચના આપી : આજથી તમે જ્યાં જાઓ ત્યાં તમારે આ બટેટાં લઇને જવાનું છે અને આ રીતે એક અઠવાડિયા સુધી તમારે બટેટાં તમારી સાથે ને સાથે રાખવાના છે.

દિવસો પસાર થતા ગયા એમ બટેટાં દુર્ગંધ મારવા લાગ્યા ને આવી વાસથી બાળકો અકળાવાં લાગ્યા જેમની પાસે વધારે સંખ્યામાં બટેટાં હતા એ બધા આટલું બધું વજન વેઢારીને જવા તો લાગ્યા પણ સાથે ફરિયાદ પણ કરતા.

છેવટે એક અઠવાડિયા પછી પ્રયોગ પૂરો થતા બાળકોના બટેટાથી છૂટકારો થયો ટીચરે પૂછયું :

આ એક અઠવાડિયા દરમિયાન તમને કેવો અનુભવ થયો ?

બાળકો તો બટેટામાંથી આવતી દુર્ગંધ અને એમાં વજન વિશે ફરિયાદના સૂરમાં પોતાનો અનુભવ કહેવા લાગ્યા.

ત્યારે ટીચર કહે : આ એવી જ સ્થિતિ છે જેવી કે તમારા દિલમાં તમે કોઈના માટે કડવાશ રાખીને ફરો છો. આ અભાવ તમારા મનમાં કટુતા પેદા કરે છે ને તમે જ્યાં જાઓ ત્યાં એ તમારા દિલમાં જ રહે છે. સડેલા બટેટાની વાસ તમે એક અઠવાડિયા સુધી સહન કરી નથી શકતા તો વિચાર કરો કે અન્ય માટેના તિરસ્કાર હૃદયમાં રાખીને કાયમ ફર્યા કરો તો એની કેટલી નુકશાનકારક અસર થતી હશે ?

પ્રયોગનો સારાંશ એ કે આપણું હૃદય એક સુંદર બગીચો છે, જેમાંથી અનિચ્છનીય ઝાંડીઝાંખરા ને નિયમિતપણે સાફ કરવા જોઈએ. કોઈયે તમારી સાથે અપેક્ષિત વર્તન નથી કર્યુ ? ફાઈન, અને માફ કરી દો અને ખરાબ બાબતો ભૂલી જાઓ. આમ, હૃદયમાં સારી બાબતો રાખવાની જગ્યા થઈ જશે !

**૩ લાયકાત મુજબ સ્થાન**

એક દિવસની વાત છે. સ્કૂલમાં કોઈ કારણ સર વહેલી રજા આપી દેવામાં આવી, આથી આ સ્કૂલમાં ભણતો એક દરજીનો દીકરો સીધો જ એના પપ્પાની દુકાને પહોંચી ગયો.

દુકાનમાં એના પપ્પા જે કામ કરતા હતા અને એ ધ્યાનપૂર્વક નિહાળવા લાગ્યો, એણે જોયું કે એના પપ્પા કાતરથી કપડાનું કટિંગ કરતા હતા અને કાપડને કાપી લીધા બાદ કાતરને પોતાના પગની નીચે દબાવી ને રાખી દેતા હતા. અને સીવવાનું પુરું થયા બાદ સોયને એ ટોપી પર લગાવી દેતા હતા.

કાતર અને સોય વડે થતી આ કામગીરી એણે ચાર-પાંચ વાર જોઈ એટલે એનાથી રહેવાયું નહી એ કહે :

પપ્પા મારે તમને એક વાત પૂછવી છે,

દરજી કહે : પપ્પા, હું તમને ક્યારના કામ કરતા જોઈ રહ્યો છું, પણ એમાં મને એક વાત સમજાતી નથી. તમે જ્યારે કપડાને કાપો છો એ પછી કાતરને તમારા પગની નીચે દબાવી દો છો અને સોઈ વડે કપડું સીવ્યા બાદ એને તમારી ટોપી પર લગાવી દો છો ? આમ કેમ ?

જિંદગીનો સાર શીખવી દેતો જવાબ સાંભળો. એ દરજી પિતાનો જવાબ : બેટા કાતર કાપવાનું કામ કરે છે ને સોઈ સીવવાનું કામ કરે છે. જે કાપે એની જગ્યા હંમેશા નીચી હોય છે, પરંતુ જે જોડે છે એની હંમેશા ઉપર હોય છે, આ કારણથી હું સોયને ટોપી પર લગાવુછુ ને કાતર ને પગની નીચે દબાવીને રાખું છું.

સમાજ, કુટુંબ કે દેશના સંદર્ભમાં સંવાદિતા અને શાંતિ જાળવી રાખવા માટે કેટલી મહત્વની આ વાત છે.

આપસમાં ભાગલા પડાવનારા, વિખવાદ ઉભા કરવાનારાને ઓળખીને એનું સ્થાન બતાવી દેવામાં ભલાઈ છે અને સુમેળ સાધનારાઓને મોભાદાર સ્થાને બેસાડવામાં એક પળનોય વિલંબ કરવો જોઈએ નહિ.




સી. આર. સંગાડા
૫૩૧/૨, સેકટર,૪-બી, ગાંધીનગર

# પરમ શાંતિ પામો

આપણા આત્માને ઓળખવા અને પરમ આનંદ માં જીવન જીવવા અને પરમાત્મામય થવા માટે જે સારામાં સારો માર્ગ કૃષ્ણ ભગવાને ગીતામાં સુચવ્યો છે, તેમાં કૃષ્ણ ભગવાન કહે છે, કે માનવ જીવનમાં દુ:ખ, ચિંતા, તનાવ, રાગ અને દ્રેષ અને વેરમાંથી મુક્ત થઇ મે જીવન જીવવા માટે અને જીવનમાં પરમ આનંદ સુખ અને શાંતિ જોઇતી જ હોય તો તેમણે પોતાના જીવનમાંથી કામ, લોભ, મોહ અને અહંકાર વગેરે તજવા જ જોઇએ અને સમતામાં સ્થિર થવા એમ સ્પષ્ટ કહ્યું છે, એટલે કે ભોગ અને ત્યાગમાં બન્નેમાંથી મુક્ત થઇને તમારી પોતાની પ્રજ્ઞામાં સ્થિર થાવ. એ જ પરમ શાંતિ અને સુખ પ્રાપ્ત કરવાનો ઉત્તમ માર્ગ છે.

કૃષ્ણ ભગવાન વધુમાં સ્પષ્ટ કહે છે કે, માણસને આ જગતમાં કોઇ દુ:ખી કે સુખી કરી શક્તુ નથી, સુખ અને દુ:ખ એ તમારા પોતાના અશુધ્ધ અને અસ્થીર મનનું જ કારણ છે. જ્યારે મન શુધ્ધ અને સ્થિર રાખો છો, ત્યારે પરમ શાંતિ છે, કોઇ દેવ-દેવીઓ કે ભાગ્ય એવા બધા જ ખોટા ખ્યાલો અને ભ્રમમાંથી મુક્ત થાવ.

શાંતિ, સુખ અને આનંદ તો દરેકે પોતાના હૃદય, આત્મામાંથી જ પ્રાપ્ત કરવો પડે છે. આત્મા જ આનંદ સ્વરૂપ છે, ને આપણે આત્મા સ્વરૂપ છીએ. એટલે આપણો સ્વભાવ આનંદ સ્વરૂપ છે, માટે સ્વભાવમાં સ્થિર થવાથી આનંદ પ્રાપ્ત થાય છે, સુખ શાંતિ ત્યા જ છે, આત્મામાં સ્વભાવમાં સ્થિર થવું એટલે મનના સંકલ્પો વિકલ્પો વાસના અને અહંકારથી મુક્ત થવું. જગતમાં અહંકારી માણસ સદાય પોતે જ આ જગતમાં સર્વ શ્રેષ્ઠ છે, તેવું માનીને વ્યવહાર, આચરણ કરી ચાલ ચાલતો હોય છે, અને મારાથી બધા જ તુચ્છ છે, તેવા જ ભાવમાં જીવતો હોય છે. તે તેનું અજ્ઞાન હોય છે માનવ જીવનમાં જ્યાં અહંકાર છે, હું પણું છે, ત્યા અજ્ઞાન છે, ત્યા દુ:ખ, ચિંતા તનાવ સિવાય કાઇ હાથમાં આવે જ નહિ.

આવો અહંકારી માણસ કોઇનું પણ સત્ય વચન સાંભળતો જ નથી. અને સદાય ક્રોધમાંજ જીવન જીવતો હોય છે. જેથી પરમ શાંતિ શું છે? સુખ શું છે ? તેની જ તેને ખબર હોતી નથી. પરમ શાંતિ અને સુખ જેવી જીવનમાં ચીજ છે, તે જ માણતો હોતો નથી અને કોઇ પણની સો ટકા સારી અને સત્ય વાત તે કદી સ્વીકારતો જ નથી. તે તેના જીવનની વિશેષતા હોય છે. ખરેખર આજ તેના જીવનની નબળાઇ છે. તેની તેને જાણ શુધ્ધા હોતી નથી, અને પોતાના અહંકારમાં જીવતો હોય છે, ને દુ:ખી જ હોય છે. આ માટે ધ્યાન દ્રારા માત્રને માત્ર મન, બુધ્ધી અને વાસનાઓ શુધ્ધ, સ્થિર અને નિયંત્રીત કરીને જીવનાર જ જીવનમાં સુખ શાંતિને આનંદ પ્રાપ્ત કરી શકે છે, અને દુ:ખ, ચિંતા, તનાવ, ક્રોધ એ માત્રને માત્ર મનના રાગ, દ્રેષ, વાસના અને અહંકારનું જ કારણ છે. એટલે મનને શુધ્ધ અને સ્થિર કરી જીવનાર આનંદ અને સુખમાં જ જીવન જીવે છે, તેની પાસે દુ:ખ ચિંતા તનાવ વગેરે આવતા જ નથી.

કોઇ માણસ આપણી ટિકા કે નીંદા કરે તો આપણે વિચારવું જોઇએ કે આ ટિકા કે નીંદા મારા જીવન વ્યવહારમાં આચરણમાં જો ક્ષીટ થતી હોય તો મારે જીવનને પરિવર્તીત કરી તેમાંથી મુક્ત અને નિવૃત્ત થવા મથવું જોઇએ, પરંતુ અહંકારી માણસ આ રીતે વિચારતો જ નથી, વિચારી પણ શક્તો નથી તે તેની નબળાય છે, બીજાનું સત્ય તે પચાવી જ શક્તો નથી અને પોતે આત્માના સત્ય પ્રમાણે ચાલતો પણ નથી.

રમેશભાઇ ખાંટ
ધાવડી ફળિયા, તા. સંજેલી.

# પ્રતીક દર્શન

પ્રતીકો એ આપણા સાંસ્કૃતિક સૂત્રો છે. સૂત્રો અલ્પાક્ષર હોય છે. અસંદિગ્ધ હોય છે, સારગર્ભિત અને વ્યાપક અર્થને પ્રગટ કરનાર હોય છે, પ્રતીકો વિશે પણ તેવું જ છે, જેમ એક નાનકડા સૂત્રની અંદર અનંત અર્થ સમાયેલો હોય છે. એક નાનકડા બીજની અંદર વિશાલ વૃક્ષનો વિસ્તાર સંતાયેલો હોય છે. તેમ પ્રત્યેક પ્રતીકની પાછળ ભવ્ય ભાવનાની સુગંધ છુપાયેલી હોય છે. આ ભાવના જ પ્રતીકને અર્થવાન, સામર્થ્યશીલ તેમજ જીવંત બનાવે છે.

ભૌતિક રીતે જોતાં રાષ્ટ્રધ્વજ એ કાપડનો એક નાનકડો ટુકડો જ છે. તેનું કંઇ વિશેષ મૂલ્ય નથી, પરંતુ સાંસ્કૃતિક ભાવનાની દ્રષ્ટિએ નિહાળતાં તે અમૂલ્ય છે. રાષ્ટ્રની કરોડોની જનતાના પ્રાણાર્પણે પણ તેનું રક્ષણ કરવું જ જોઇએ. ચૂડી અને ચાંદલા જેવી સામાન્ય વસ્તુઓ જ્યારે સ્ત્રીના સૌભાગ્યનો વિષય બનીને ઊભો રહે. ત્યારે તેની પાછળ રહેલી ભાવના એ નાનકડી વસ્તુઓનું મુલ્ય અનેક ગણું વધારી મૂકે છે. સામાન્ય પથ્થરને સિંદૂર લાગતા તે પથ્થર ન રહેતા દેવ બની પૂજાવા લેગે છે.

પ્રતિક એ મૌનની ભાષા છે. શાંતિનું સંગીત છે. સંસ્કૃતિના મહિમાનું મૂંગુ ગીત છે, પ્રતીકોપાસના એટલે બિંદુમાં સિંધુને જોવાની શક્તિ. પ્રતીક એટલે ભાષાના અભાવમાં ભાવને અભિવ્યક્ત કરવાની કલા. પ્રતીક એટલે શબ્દોની ગેરહાજરીમાં વિચારને વ્યક્ત કરવાની વ્યવસ્થા. પ્રતીક એટલે સંકેતમાં શાસ્ત્રરહસ્યને સમજાવતું અનોખું વિજ્ઞાન.

પ્રતિક એટલે જીવનમાં ઊંડાણની સાધના. આજના કાળમાં ગળાબૂડ પ્રવૃતિમાં ડૂબેલા માનવનો પ્રત્યેક વ્યવહાર ઉપલકિયો થયો છે. એના હાસ્યમાં પ્રસન્નતા નથી કે નથી એના રૂદનમાં દિલની સાચી વ્યથા. નથી એની સેવામાં પ્રેમ કે નથી એની કૃતિમાં તત્પરતા, નથી એના અભ્યાસમાં એકાગ્રતા કે નથી એની ભક્તિમાં તલ્લીનતા : નથી એના સંસારમાં અનુરકિત કે નથી એના સંન્યાસમાં વિરકિત ! ટુંકમાં એના જીવનમાં વિસ્તાર વધ્યો છે પણ એણે જીવનનું ઉંડાણ ખોયુ છે. આ ઉંડાણ પાછું મેળવવા માનવે પ્રતિકોપાસના કરવી જોઇયે. પ્રતિકો પાછળ રેહલા દિવ્ય અર્થને સમજવા તેણે શાસ્ત્રોનું ઉંડું અધ્યયન કરવું જોઇએ, મનમંદિરમાં દીવો પ્રગટાવવો જોઇએ તેમજ હૃદય સાગરનું મંથન કરવા અથાક પરિશ્રમ કરવો જોઇએ.

પ્રતિકના માધ્યમથી મહાન સાંસ્કૃતિક વિચાર ધારા સહજ અને સરળ રીતે સંક્ષેપમાં વ્યક્ત થઇ જાય છે. વિરક્ત વૃત્તિથી સંસારમાં રહી સંન્યસ્ત જીવન જીવનાર માણસનું વર્ણન કરવું હોય તો લાંબુ વ્યાખ્યાન કરવાને બદલે કમળને યાદ કરીએ તો “ જલકમલવત ” આટલું કહીને જ આપણું કામ પતી જાય. જીવનમાં પાળવાની વિભિન્ન મર્યાદાઆનું સૂચન “ ઉંબરો ” સહજ રીતે કહે છે, “ ચાંદલો ” બુદ્ધિપૂજાનો મહિમા સમજાવે છે, “ દોણી ” નશ્વર જીવન તરફ આપણું ધ્યાન દોરે છે. સંસ્કૃત નાટકકારો પોતાના નાટકની શરૂઆતમાં માંગલ્ય મૂલક “ નાંદી ” લખતા, પરંતુ એટલી સાહિત્ય સાધના કે કવિતા શક્તિ જેની પાસે ન હોય તે કેવળ “ સ્વસ્તિક ” નું પ્રતિક ચીતરી ને પોતાના કાર્યનું શુભ કાં તો માંગલ્ય સહેલાઇથી વાંચી શકે. અભણ માણસ પણ નિશાની જોઇને મતદાન કરી શકે તેના જેવું આ છે.

આ રીતે પ્રતીકની ઉપાસના જો જાગૃત સમજણપૂર્વક કરવામાં આવે તો એ સાંસ્કૃતિક સંકેતો આપણા જીવનમાં પ્રેરક, પોષક, પ્રોત્સાહક કે કાર્ય સાધક બની રહે. સંસ્કૃતિના બધા જ પ્રતીકને આપણે સંપૂર્ણ રીતે સમજ્યા છીએ એમ કહેવું એ બૌદ્ધિક બાલિશતા ગણાય. તેની ઉપાસના કાં તો યથાશક્તિ પૂજા કરી શકાય. તેમાં જ બુદ્ધિ ની કૃતાર્થતા કે જીવનનું કિંચિત સાફલ્ય ગણાય. પ્રતીકોપાસના આપણા જીવનમાં આવી કૃતાર્થતા અને આવું સાફલ્ય સર્જી રહો એવી પરમાત્માને પ્રાર્થના.

(સંકલિત)

નારાયણભાઇ સોલંકી, સ્વપ્નલોક સોસાયટી, દાહોદ

# ભજનામૃત

૧

## બોલતા જો કૌન હૈ...

બોલતા જો કૌન હૈ, ચાલતા જો કૌન હૈ।
કાયા નગરમેં બોલતા જો કૌન હૈ, .....ટેક
આપહી કૂવો દાતા આપહી વાવડી હૈ,
વાવડીરો નીર પીવતા જો કૌન હૈ...કાયા
આપહી બાગ દાતા આપહી બગીચા હૈ,
કાચી કાચી કલિયાં કો તોડતા જો કૌન હૈ...કાયા
આપહી તાળા દાતા આપહી કૂંચી હૈ,
આપહી બિનતાળા ખોલતા જો કૌન હૈ...કાયા
આપહી ગુરુ દાતા આપહી ચેલા હૈ,
આપ બિન ચેલા મુંડતા જો કૌન હૈ...કાયા
સહત કબીરશા સુણો ભાઈ સાધો હૈ,
આપ બિન જ્ઞાન સુણાવતા જો કૌન હૈ...કાયા

૨

## બોલતા નજર નહી આયા,,,

બોલતા નજર નહી આયા હો ગુરુજી
મેરા બોલતા નજર નહી આયા હૈ, જ્યાં કે ચોંચ પાંખન હો કાયા ..ટેક
બિના પાળ એક સરવર ભરિયા, નીર નજર નહી આયા.
મેરા સતગુરુ ઐસા સેલાની, વહાંહી બેઠ મલમલ નહાયા.
બિના પાત એક તરવર દેખ્યા, ફૂલ નજર નહી આયા.
મેરા સતગુરુ ઐસા સેલાની, વહાંહી બેઠ ફલ ખાયા.
બિના પૈર એક હસ્તી દેખ્યા, શીશ નજર નહી આયા.
મેરા સતગુરુ ઐસા બહુ રંગી, અંકુશ માર હઠાયા.
એક જોગી કે પાંચ પુત્ર હૈ, પચ્ચીસ જોગણ લાયા.
એક અચંબા ઐસા દેખ્યા, બેટી કો બાબલ જાયા.
એક જોગી કિલેસે ઉતરા, સંગ લિયે ચાર ચેલા.
ચારોં ચેલાને જગ ભરમાયા, જોગી રમે અકેલા.
ધરતી જાજમ તમ્બુ અસમાન, સતકા સૂરજ બનાયા.
કહ મછંદરર સુણ જતી ગૌરખ, દુનીયા દો રંગી બનાયા...

૩

## તીન ગુણ કે ઉપર મેરા

તીન ગુણ કે ઉપર મેરા બજને લગા રે તંબુર
બને લગારે તંબુર... બજને લગા તંબુર (૨)
તનકા તંબુર ઐસા બજાયા, ગામ નામ ભાઈ દોનું ઉડાયા .
ઉસ માલિક કા પતા લગાયા (૨) વસે અગમસે દૂર...
સારી અજંટી વહાં બતલાઇ ચઉદ લોક મેં ફીરે દુહાઇ (૨)
અવતારી ને દિયો ધરાઇ (૨) ખંડિત હુએ જરૂર...

સારી અજંટી વહાં કી જાણુ, બ્રહ્મે ખંડકાની હૈ ઠીકાના (૨)
ભજન ભાવમેં સાખી જાણુ (૨) જૂઠા કરે ફતુર...
પાણીતો પાણી ભરે ભાઇ, જ્ઞાન ધ્યાન દોનું નહીં પૂગે (૨)
કહે કબીર એક સેન બતાવું (૨) ચારો વેદ મજૂર ...

૪

## સુનો મેં તો બ્રહ્મ જ્ઞાન કો લટકો

સુનો મેં તો બ્રહ્મ જ્ઞાન કો લટકો..
આવાગમન કો સંશય મેટે, મેટે ભ્રમકો ખટકો.
પેલી ધારણા કરો સેવા કી, ગુરુ ચરણ મેં જઇ લીપટો.
માન ગુમાન છોડદે મનકા, અભિમાન કો પટકો.
દુજી ધારણા કરો સત સંગતકી, પાવો જ્ઞાનકો ગુટકો.
પાપ કરમ થારા સબ ધુઇ જાવે, છૂટે પાપકો મટકો.
ત્રીજી ધારણા કરો નામકી, જ્યું ચડે બાસ પર નટકો.
ઐસી હી સુરત ચલો નામ ઘર, ચેલા મીટ જાવે જમ કેસે ખટકો.
ચોથી ધારણા ચેતન રેના, માયા દેખી મત અટકો.
જીવાદાસ કહે સુનો ભાઇ સાધો, વૈકુંઠ મે અટકો.

૫

## બ્રહ્મ કહાં સે આયા

ઉન ઘરકી કોઇ શાન બતાવો, બ્રહ્મ કહાં સે આયા ...ટેક
આ કાયા તો પડી જાતા (૨) જીવ કહાં રે સમાયા.
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર નઈ થા, નઈથી શક્તિ માઇ.
આધપુરુષ કો જીભ્યો નોતી, અવાજ કૈસે આયા....
કોઈ પૂજે શિવ શક્તિ, કોઇ પીર મનાયા.
ગગન મંડલ મેં સુર્તા લાગી, ગાફિલ ગોથા ખાયા.
મેં મેરા આતમ જગાયા, મમતા કો માર હટાયા
કહે કબીરશા અંતર ધૂન લાગી, જોતમેં જોત મિલાયા....

૬

## આતમ જ્ઞાન બતાવો બ્રહ્મ જ્ઞાની

આતમ જ્ઞાન બતાવો બ્રહ્મજ્ઞાની, વાત કહો સાચા ઘરકી ...
જીનકો સમરથ સતગુરુ મીલીયા, ખબર પડી નિ :અક્ષર કી.
કહાં સે આયા કહાં તમ જાઓ, સેલ કરી તુમ કીણ ઘટકી
જીવ ઈશ ઔર કહીએ પ્રકૃતિ, તીનો દેહ કુણ નરકી.
ક્ષર હો કી અક્ષર હો કરો, પારખ નિ:અક્ષરકી .
અજર અમર પૂર્ણ પ્રકાશીયા, જ્યોતિ હો ઇશ્વરકી.
આદિ યુગાદી અનાદી હો ક્યા, કૌન જ્ઞાન નિશ્ચે પરખી.
નિરાકાર અદ્વૈત અચલ હો, કહો બાત ક્યા હૈ ડરકી.
અખે અખંડિત બ્રહ્મ અખંડા, થા તુમ નૂર અધરકી.
ઉદયનાથ કહે સો ગુણ હૈ, કહો હાલ આતમ પદકી ...

(ક્રમશઃ)

મહંત શ્રી છગનદાસજી સાહેબ
સદ્‌ગુરુ કબીર મંદિર, જેસાવાડા, તા. ગરબાડા, જી.દાહોદ

# રેખતા

૧.

એક સમસેર ઇક સાર બજતી રહે, ખેલ કોઇ શૂરમ સંત ઝેલે.
કામદલ જીત કરિ ક્રોધ પૈમાલ કરિ, પરમસુખ ધામ તહં સુરત ખેલે.
શીલ સનાહ કરિ જ્ઞાન કો ખડગ લે, આપ ચૌગાન મેં ખેલ ખેલે.
કહે કબીર સોઇ સંતજન શૂરમા, શીસ કો સૌંપકે કર્મ ઠેલે.

૨.

કહન કો શૂર અરુ સહન કો ક્રૂર હૈ, રહન બિનુ કહન કિસ કામ આવે.
રહન રજમા બિના કહન ઝૂઠી સબે, પાંચ કૂટા ફિર કાલ ખાવે.
પાંચકો બસ કરે નામ હૃદય ધરે, કહે કબીર કોઇ સંત શૂરા.
કહન અરુ રહન તબ દોઉ એકે ભઇ, પ્રગટ માન સોઈ જ્ઞાન પુરા.

૩.

નામ ગુરુદેવ અરુ શિષ્ય હૈ નારિકા, કહે જ્યું નાચતા ફિરત ભાઈ.
દેત હૈ કાન તબ કરત ઉન્માદ નર, બંદગી કરત હૈ ચિત લાઇ.
કરત શૃંગાર અરુ જ્ઞાનકો દેત હૈ, ગૂન્દ સર સૂંઠ બુરા બિસાઇ.
કહે કબીર યહ અકલ અજ્ઞાનકી, કહત ગુરુ દેવ નહિ લાજ આઇ.

૪.

મનહિ કા ચિત્ર યહ જાન નહી પડે, દૂસરા ભય મન રાગ રાગૈ.
મનકી થાપના તીરથ અરું મૂર્તિ હૈ, જાતિ અરું પાંતિ મન રાગ ત્યાગે.
રૈન અરુ દિવસ મન ધ્યાન સુમરન કરે, મન સાવજ હો ઝિઝક માને.
કહે કબીર ગુરુ પીર પૂરા મિલે, મન સમઝાયા ઘર માંહિ લાગે.

૫.

મોહ કે માંહિ સબ જીવ મસ્તાન હૈ, ખાન અરુ પાન મેં મગન હુવા
નારિ સો પુરુષ અરુ પુરુષ સો નારિ હૈ, અરસ અરુ પરસ મિલિ નાહિ જુવા.
નારિકો રૈન દિન ધ્યાન હૈ પુરુષ કા, પુરુષકો ધ્યાન હૈ નારિ કેરા.
કહે કબીર સબ જીવ યૌં ઉરઝિયા, કહો ક્યો છૂટી હૈ ગર્ભ ફેરા.

૬.

ક્રોડ પાષણ કો પૂજ્ય હરિ થાપિયા, આપ કર્તા હુવા દેખ દૂજા.
તોડિ સરજીવ અરુ પૂજિ નિર્જીવ કો, કહો કયો માનિ હૈ રામ પુજા.
કર્મ માથે ચઢે સાંચ સૂજે નહી, માનત હૈ મૈં કરત પૂજા.
કહે કબીર નર અંન્ધા ચેતે નહી, ફૂટિ ચારો ગઇ પડા દૂજા.

૭.

રામ નિરપક્ષ નિરપક્ષહી સાધુ હૈ, હોય નિરપક્ષ નર પક્ષ માંહિ.
સાંચકા પક્ષ અરુ ઝૂઠકા ત્યાગ કરિ, સાંચકા પક્ષકો દાગ નાંહિ.
સાંચ સહજે તરે ઝૂઠમેં વહ મરે, ઝૂઠ પ્રપંચ સો જગત માતા.
કહે કબીર કોઇ સંતજન છાંડિ, પ્રપંચ નિજ રામ રાતા

૮.

કોઇ પૈઠ જલમેં જલ સૈન લેવે, કોઇ પંચ અગિનતન કસ હૈ.
કોઇ ઉર્ધ્વ બાહુ આકાશ મૌની, કોઇ જાય ગુફા મેં બસત હૈ.
કોઇ હાઠેસરી ઉર્ધ્વ ઝૂલે, કોઇ તીર્થ બરતમેં ફંસતે હૈ.
કહે કબીર આતમ જ્ઞાન બિના, યે સબ ધોખે કે રસ્તે હે.

૯.

હદ કે જીવકે બોલના કૌનસા, બાત બેહદકી કહાં જાને.
પ્રવૃત પ્રપંચમેં રૈન દિન ઝુલના, શબ્દ અવધૂતકા કહાં માને.
દ્રષ્ટિ દીસે તહાં કાલકા જાલ હૈ, નામ નિર્વાન નહિ હાથ આયા.
પરમ પરકાશકા ભેદ પાવે નહી, કહે કબીર સહજે વિલાયા.

૧૦.

ગંગ ઔર યમુનકે ઘાટકો ખોજિલે, ભવર ગુંજા તહં કરત ભાઇ.
સરસ્વતી નીર તહં દેખ નિર્મલ બહે, તાસુકે નીર પિયે પ્યાસ જાઇ.
પાંચકી પ્યાસ તહં દેખિ પૂરી ભઇ, તીન કા તાપ તહં લગે નાંહી
કહે કબીર યહ અગમકા ખેલ હૈ, ગેવકા ચાંદના દેખ માંહી.

૧૧.

સુરતિ મુરત મેં હદકા ખેલ હૈ, બોલતા માંહિ બેહદ પ્યારા.
ઇસ કી ખબર કર કહો યહ, કૌન રંગ ઔર રૂપમે ન્યારા.
આવતે જાવતે કોઇ નહી દેખિયા, વેદ કિતેબ સબ ઢૂંઢ હારા.
કહે કબીર કોઇ સંત જોહરી, લખેગા કોઇ જિન આપ મારા.

(ક્રમશઃ)
શ્રી કબીર સાહેબના ભજનો
(શબ્દામૃત સિન્ધુ)
મહંતશ્રી છગનદાસજી સાહેબ
સદગુરૂ કબીર મંદિર
જેસાવાડા



# સાખી જ્ઞાન

૧

નામ અનંત જો બ્રહ્મકા, તિનકા વાર ન પાર.

મન માને સો લીજિયે, કહે કબીર વિચાર .

બ્રહ્મ પરમાત્માના નામ અનંત છે તેનો કોઇ પાર નથી અર્થાત્ બધેજ. સદગુરુ કબીર કહે છે કે, પરમાત્માના અનંત નામો માંથી જે આપને ગુરુ દ્વારા પ્રાપ્ત થયું હોય કે જેનામાં આપની અભિરુચિ હોય તે નામ લો અને જપ કરો.

૨

આદિનામ નિજ મુલહૈ, ઔર મંત્ર સબ ડાર.

કહે કબીર નિજનામ બિનુ ,બુડિ મુઆ સંસાર.

આદિ પરમાત્માનો નિજનામ મંત્ર મૂળતુલ્ય છે અને બીજા બધા મંત્ર ડાળી શાખા સમાન છે . સદગુરુ કબીર સાહેબ કહે છે કે, મૂળ મંત્ર નામના વિના આખો સંસાર ડૂબી મર્યો છે.

૩

જ્ઞાનદીપ પરકાસ કરિ, ભીતર ભવન જરાય .

તહાં સુમિર સતનામકો, સહજ સમાધિ લગાય.

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, શરીર રૂપી ભવનમાં જ્ઞાનરૂપી દીવો સળગાવી ને પ્રકાશ કરવો જોઇએ અને ત્યાં સહજ સમાધિ લગાવી સત્યનામનું સ્મરણ કરવું જોઇએ. સત્ય સ્વરૂપ પરમાત્માનું " સત્ય " એ મુખ્ય નામ છે અને અન્ય નામોમાં ઉત્તમ છે,

૪

સતનામ નિજ ઓષધિ, સદગુરુ દઇ બતાય.

ઔષધિ ખાય અરુ પથ રહે, તાકિ વેદના જાય.

સદગુરુએ ભવરોગની ઔષધિ રૂપ સત્યનામ બતાવી દીધુ છે. અને ખાઇ ને જે પથ્ય પાલન કરે એની વેદના અર્થાત રોગ જન્ય પીડા જાય છે. જન્મ અને મરણ રોગની નિવૃતિ ની ઔષધિ સત્યનામ છે જેને સદગુરુરૂપી વૈદ્યે બતાવી છે.

૫

ઘટ બઢ કાહુ ન દેખિયે, બ્રહ્મ સકલ ભરપૂર.

જિન જાના તિહિ નિકટ હૈ, દૂર કહૈ તાહિ દૂર.

સદગુરુ કબીર સાહેબ કહે છે કે બ્રહ્મ વ્યાપક છે તેથી એમાં ઘટ, વધ તથા દૂર, નજીક નથી. બ્રહ્મ પરિપૂર્ણ

# સાખી જ્ઞાન

૧

નામ અનંત જો બ્રહ્મકા, તિનકા વાર ન પાર.

મન માને સો લીજિયે, કહે કબીર વિચાર .

બ્રહ્મ પરમાત્માના નામ અનંત છે તેનો કોઇ પાર નથી અર્થાત્ બધેજ. સદગુરુ કબીર કહે છે કે, પરમાત્માના અનંત નામો માંથી જે આપને ગુરુ દ્વારા પ્રાપ્ત થયું હોય કે જેનામાં આપની અભિરુચિ હોય તે નામ લો અને જપ કરો.

૨

આદિનામ નિજ મુલહૈ, ઔર મંત્ર સબ ડાર.

કહે કબીર નિજનામ બિનુ ,બુડિ મુઆ સંસાર.

આદિ પરમાત્માનો નિજનામ મંત્ર મૂળતુલ્ય છે અને બીજા બધા મંત્ર ડાળી શાખા સમાન છે . સદગુરુ કબીર સાહેબ કહે છે કે, મૂળ મંત્ર નામના વિના આખો સંસાર ડૂબી મર્યો છે.

૩

જ્ઞાનદીપ પરકાસ કરિ, ભીતર ભવન જરાય .

તહાં સુમિર સતનામકો, સહજ સમાધિ લગાય.

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, શરીર રૂપી ભવનમાં જ્ઞાનરૂપી દીવો સળગાવી ને પ્રકાશ કરવો જોઇએ અને ત્યાં સહજ સમાધિ લગાવી સત્યનામનું સ્મરણ કરવું જોઇએ. સત્ય સ્વરૂપ પરમાત્માનું “ સત્ય ” એ મુખ્ય નામ છે અને અન્ય નામોમાં ઉત્તમ છે,

૪

સતનામ નિજ ઓષધિ, સદગુરુ દઇ બતાય.

ઔષધિ ખાય અરુ પથ રહે, તાકિ વેદના જાય.

સદગુરુએ ભવરોગની ઔષધિ રૂપ સત્યનામ બતાવી દીધુ છે. અને ખાઇ ને જે પથ્ય પાલન કરે એની વેદના અર્થાત રોગ જન્ય પીડા જાય છે. જન્મ અને મરણ રોગની નિવૃતિ ની ઔષધિ સત્યનામ છે જેને સદગુરુરૂપી વૈદ્યે બતાવી છે.

૫

ઘટ બઢ કાહુ ન દેખિયે, બ્રહ્મ સકલ ભરપૂર.

જિન જાના તિહિ નિકટ હૈ, દૂર કહૈ તાહિ દૂર.

સદગુરુ કબીર સાહેબ કહે છે કે બ્રહ્મ વ્યાપક છે તેથી એમાં ઘટ, વધ તથા દૂર, નજીક નથી. બ્રહ્મ પરિપૂર્ણ

રૂપથી સર્વત્ર વિધમાન છે. જેણે તેને જાણ્યા એની પાસે તો તે છે અને જેણે એને દૂર કહ્યા એનાથી દુર છે.

૬

જ્યોં જગ એકે મહલમેં, પ્રતિમા વિવિધ પ્રકાર.
કહે કબીર ત્યોંહી બસે, બ્રહ્મ મધ્ય સંસાર.

સદગુરુ કબીર સાહેબ કહે છે કે જેમ સંસારમાં એક જ મહેલમાં નાના પ્રકારની મૂર્તિઓ રહે છે તેમ બ્રહ્મમાં આખો સંસાર રહે છે. જેમ મૂર્તિઓનું અધિષ્ઠાન મહેલ છે તેમ જગતનું અધિષ્ઠાન બ્રહ્મ છે.

૭

જ્યોં મૃતિકા ઘટ ફેન જલ, કુંડલ કનક સો આય.
ત્યોં કબીર જગ બ્રહ્મતે, ભિન્ન કહું ન દિખાય.

સદગુરુ કબીર સાહેબ કહે છે કે, જેમ માટીનું સ્વરૂપ ઘડો છે. જલનું સ્વરૂપ ફીણ છે. સોના સ્વરૂપ કુંડળ છે જુદુ નથી દેખાતું તેમ બ્રહ્મ સ્વરૂપ જગત છે. બ્રહ્મથી અલગ જગત ક્યાંય દેખાતું નથી. દોરડાનું જ્ઞાન થતાં દોરડાથી અલગ સર્પ દેખાતો નથી.

૮

સાહેબ સે સબ હોત હે, બંદે સે કછૂ નાહિ.
રાઇસે પર્વત કરે, પર્વત રાઇ માંહિ.

સાહેબ પરમાત્માથી બધું જ થાય છે એવું કોઇ કાર્ય સંસારમાં નથી જે પરમાત્માથી ન થાય. જીવથી કંઇ પણ કાર્ય થઇ શક્તું નથી. જીવથી જે થયેલ છે તે ઇશ્વર ની સતાથી દેખાય છે. પરમાત્મા રાઇમાંથી પર્વત અને પર્વતમાંથી રાઇ કરી શકે છે.

૮

નામ રતન ધન પાઇ કે, ગાંહિ બાંધ ન ખોલ.
નહિ પાટન નહિ પારખી, નહિ ગાહક નાહિ મોલ.

સદગુરુ કબરી સાહેબ કહે છે કે, પરમાત્માના નામ રૂપી રત્ન-ધનને મેળવી ગાંઠ બાંધી લ્યો. હૃદયમાં ધારણ કરી લો. અનધિકારીની સામે તેને ન ખોલો. કારણ કે, એના વેચાણ માટે કોઇ નગર કે કસોટી નથી. એમા ગ્રાહકો ની ભીડ નથી અનેએ ધનનું કોઇ મૂલ્ય નથી.

૧૦

કબીર ભરમન ભાજિયા, બહુ વિધિ ધરિયા ભેખ.
સાંઇ કે પરચે બિના, અંતર રહ ગઇ રેખ.

સદગુરુ કબીર સાહેબ કહે છે કે નાના પ્રકારના ભેખ ધારણ કરવાથી પણ સાંઇ સત્ય પુરુષ પરમાત્માનો સાક્ષાત્કાર થયો નહી અર્થાત ભ્રમની નિવૃતિ થઇ નહી અને અંતરમાં અવિદ્યાની રેખા રહી જ ગઇ.

(ક્રમશઃ)
સાખી ગ્રંથ
૦





# ભટકતા મનની બેચેની

છસ્સો વર્ષ અગાઉ કબીર સાહેબે કહેલા શબ્દો આજે પણ આપણને જીવન જીવવાનું ભાથુ આપે છે. એમની વાણીને સમયના બંધનો કે ભાષા પ્રદેશની સરહદો નડતી નથી. કબીર સાહેબની વાણી સમાજને વ્યક્તિને એનો અસલી ચહેરો બતાવે છે. કબીર સાહેબ કહે છે.

કયા સંધ્યા તરપન કે કિન્હે, જો નહી તત્વ વિચારા.
મુંડ મુંડાયે શિર જરાયે હવા તન લાયે છારા.
કયા પૂજા પાવન કી કીજે, કયા કુલ કીયે અહારા.
બીન પરચૈ સાહિત હો બેઠે, વિષય કરહ વ્યોપારા.

દોહા નો સાર એ જ છે કે માણસ ગરીબ છે, જ્ઞાતિએ નીચો છે, શોષિત પીડિત છે એટલે એ બારણે આવે તો અને હડધૂત કરો અને ઘરમાં ક્રિયાકાંડ કરો માળા તિલક કરો અથવા મુંડન કરાવો કે લાંબા વાળ વધારો તો એમ ભગવાન મળી જતા નથી. કબીર સાહેબ કહે છે કે, વ્યવહાર જોઇએ, વાણી અને વ્યવહારમાં ભેદ રાખવાથી કયારેય તમારે જે પામવું છે તે પામી ન શકો

કબીર સાહેબ કહે છે કે : પ્રેમભાવ એક ચાહિયે, ભેસ અનેક બનાય, ચાહે ઘર મેં બાસ કર, ચાહે બન કો જાય. સંન્યાસી ભગવા પહેરો કે પેન્ટ શર્ટ અંત: કરણમાં પ્રેમ, કરૂણા મમતા ન હોય તો બધું નકામું છે. ભગવા પહેરી લો પણ સ્વભાવ ન બદલાય તો ? કબીર સાહેબ આ જ કહે છે, વેશ બદલો ? પણ સ્વભાવ ન બદલો તો જીવનમાં સુખ કે શાંતિ મળે નહી. ખટપટમાં રચ્યા પચ્યા રહેશો તો બેચેની અને અશાંતિ સિવાય કશું નહી મળે.

કબીર સાહેબે કપટ, દંભ, દ્વેષ અને વેરઝેર છોડી પ્રેમભાવની પણ વાત કરી છે. પ્રેમ હોય ત્યાં શ્રધ્ધા અને વિશ્વાસનું વાતાવરણ સર્જાય છે. એટલે કબીર કહે છે "પ્રેમભાવ એક ચાહિયે..."

કબીર બાદલ પ્રેમ કા, હમ પર બરસા આઇ.
અંતર ભીગી આત્મા, હરી ભઇ બનરાઇ.

આ દોહોમાં કબીર સાહેબે અભિમાન, અહંકાર છોડી પ્રેમની વર્ષાનો ધોધમાર વરસાદ વરસાવવાની વાત કરી છે. આમ થશે તો અંતર ભીંજાઇ જશે અને આત્મા હર્યો ભર્યો થશે. ઘણી વાર આપણો જડ સ્વભાવ ઘર-પરિવાર અને સંબંધોમાં ઝેર રડી દે છે. એટલે જ કબીર સાહેબ સદભાવ અને પ્રેમભાવની ગંગાને વહેવા દેવાનું કહે છે. પ્રેમ સુખ મેળવવાની અણમોલ કેડી છે.

ભ્રષ્ટ વ્યવહાર કરી લોકોને છેતરનારા અને બીજાનું ઘર બાળી પોતે સુખી થનારાઓને પણ કબીર સાહેબે ટપાર્યા છે. કબીર સાહેબે એમ પણ કહ્યુ છે કે " સો ચાદર સુર નર મુંનિ ઓઢી, ઓઢી કે મૈલી કીની ચદરિયા. " આપણે સવારથી લઇ રાત સુધી કામની લ્હાયમાં દોડયા કરીએ છીએ. કબીર સાહેબ જીવનને ચાદર સાથે સરખાવે છે. એ ચાદરને જતનથી ઓઢવાનું કહે છે. જીવનની ચાદર પર કલંક ન લાગે એની સામે લાલબતી ધરે છે. જીવનની ચાદરને પવિત્રતાથી અને શુધ્ધ ચરિત્રથી ઓઢવાની છે. આ ચાદર જીવનભર ઓઢી મૃત્યુ સમયે એવી જ પરમાત્માને પાછી સોંપી દેવાની છે.

સફળ થવાની શરત છે. એકરૂપતા એકાગ્રતા. જે કાંઇ નકકી કરો એમાં એકાકાર થઇ જાવ. કામ પ્રત્યે સમર્પણ એકરૂપતા એ પણ યોગ જ છે. કબીર સાહેબ આપણને એક અર્થમાં આ જ વાત સમજાવે છે. "નાચું મેરે મન મત હોઇ. "મન ને પાગલ થઇ ને નાચવાની વાત કબીર સાહેબ કરે છે. પાગલ માણસો જ જીવનમાં સફળ થાય છે. વ્યવહાર કુશળ કે ડાહ્યા માણસો કે ડરી ડરીને ડગલા માંડનારા સફળ ન થાય. પાગલ બનો ! શેખાદમ આબુવાલાના શેરની એક પંક્તિ છે. " હવે બસ બહુ થયુ બુધ્ધિ, હુ પાગલ થાઉ તો સારું . છલકવાનો સમય આવ્યો છલોછલ થાઉ તો સારું. અધુરો ઘડો છલકાતો હોય છે. એટલે જ સો ટકા સમર્પણ અને છલોછલ થવું પડે. કબીર સાહેબ નો દરેક દોહો પરમાત્મા સાથે પ્રીત અને સમર્પણ ભાવથી તરબોળ છે . એ આપણને સુખી થવાની કે આનંદ અને પ્રેમથી કામ કરવાની દિશા આપે છે. કબીર કહે છે ! મન બૌરા જહા અરુઝ રહે હૈ ,સુખ હી ના અભિલાષ. બંજારા જેવું મન જ્યાં ત્યા ભટકતું હોય પછી બેચેની રહે એમાં નવાઇ શું ? સુખ શાંતિની બાધા રાખવી વ્યર્થ છે જીવનમાં શાંતિ જોઇને તો દંભ છોડો.

(રસરંગ) મહેન્દ્રભાઇ ગણાસવા

